# શ્રી સુભદ્રા સત્ય ચારિત્ર.

સર્વે જૈનધર્મિ ભાઇઓને માટે.

બનાવનાર તથા છપાવી પ્રસિદ્ધ
કરનાર.
શા. કેવળદાસ ઠાકરસી.
મુ૰ રામપુરા.

અમદાવાદ.
પાનકોરને નાકે ઘાંચીની વાડીમાં
"એંગ્લો વર્નાકયુલર પ્રિંટિંગ પ્રેસમાં"
નથુભાઈ રતનચંદ મારફતીયાયે છાપ્યું.



સને ૧૮૯૪ સંવત ૧૯૫૦
કિંમત રૂ૦—૩—૦

# श्री सुभद्रा सत्य चारित्र.

સર્વે જૈનધર્મિ ભાઇઓને માટે.

બનાવનાર તથા છપાવી પ્રસિદ્ધ

કરનાર.

શા. કેવળદાસ ઠાકરસી.

મુ૦ રામપુરા.

અમદાવાદ.

પાનકોરને નાકે ઘાંચીની વાડીમાં

"એંગ્લો વર્નાકયુલર પ્રિંટિંગ પ્રેસમાં"

નથુભાઈ રતનચંદ મારફતીયાયે છાપ્યું.



સને ૧૮૯૪ સંવત ૧૯૫૦

કિમત રૂ૦—૩—૦

# સુચના પત્ર.

---

સર્વે જૈનધર્મી ભાઇઓ. આ પુસ્તકમાં મેં તમામ નાટકાદીના રાગનો સમાવેશ કરેલો છે. તેનુ કારણ કે હાલના ઉછળતા જુવાનીઆ ભાઇ તે નાટકાદીના રાગ વાંચવા ઘણા પ્રેમી થયેલા જોવામાં આવે છે ને તેઓ તે રાગને મોહીત થઇને પરધર્માદી નાટક તથા પુસ્તકો વાંચેછે. માટે મેં સર્વ ભાઇઓનો તેવા રાગ વાંચવાનો સોખ જોઇ આ પુસ્તક તેવા રાગથી રચ્યું છે. તેમાં ખામી વીગરે દોસથી ભરપુર ભરેલું હશે. કારણ કે હું કાંઇ કવી નથી. તેમજ કવીની વિદ્યા ભણ્યો નથી તેમજ હું વિદ્વાન પણ નથી. ફક્ત મારી અલ્પમતી છે, જેથી કરી ભુલ ચુકની ક્ષમા માગું છું. વળી આ પુસ્તક રચીને મેં ઘણા જૈનધર્મી ભાઇઓ તથા શ્રી રામપુરાવાલા આગેવાન શેઠ ઉગરચંદ મલૂકચંદને વાંચી જણાવ્યું. તેમાં સર્વેએ મને આ પુસ્તક છપાવવાને મદદ કરી, તેમ તેમનો મત મળવાથી છાપવાનું કામ શરૂ કરાવ્યું પરંતુ હું વાંચનાર ભાઇઓને વીનંતી કરૂં છું કે મારી ચુક થઇ હોય તે ક્ષમા કરશો ને તેના મુળ લક્ષપર આધાર રાખી આપ સાર લેશો.

મુ. રામપુરા અથવા ગટીસણા.

લી.
શા. કેવળદાસ ઠાકરસી.
શ્રી જૈનધર્માભિલાસી

૫૮૮૧

## શ્રી પરમાત્મ્ય નમઃ

# श्री सुभद्रा सत्य चारित्र.

### જો તું ખ્વારી ચાહે સારી. એ રાહ.

નાથ નિરંજન ભવ દુખ ભંજન, અતી ગુણ અંજન ત્રીભુપતી;
અચળ ગતિ, તુજ સેષ્ટપતિ, મતિ ગુણ છતી, છે સીદ્ધ ગતી.
મુનીવર વંદે, કીયા આનંદે, સદા સુખ છંદે, શીરનામી;
અવિચળનામી, અંતરજામિ, તુજ ચર્ણ પામી સુખી સજ્જન.

ઉપકાર તુજ અગાપ, ભવિ કષ્ટ કાપ;
શેવક શીશ નામે આજ, શુભ કરાવો કાજ.
અલ્પ માહરી મતી, આધાર આપને અતી.
જાણું સર્વ તુમ પ્રતાપ, સહાય કરો આપ.
સહાય કરો શાંતીનાથ--સેવક કોળ જોડે હાથ.

### (શ્રી જગતપતિ) રાગ. કલ્યાણ.

માતુ સરસ્વતી, કરે વત્સ વિનતી;
રંગ દ્યો ઉમંગથી, આ ગ્રંથમાં અતી.
નવ ખંડમાં નામાંકિત છો. ભુમિ જળ થળ આકાશ.
કવિ જન પામે કીર્તી ઝાઝી, તે સૌ તારી આશ. માતુ.
ગઇ વાત તે કવિ પક્ષે થઇ, સોભાવો સુદ્ધ વાણુ;
ગતિ મતિ છે અજબ તાહરી, કો નહી તુજ પ્રમાણ. માતુ.

તરણુ તુલ્ય નહી હું તુજ પાસે, આપ મનોહર માત;
કરૂં વિનતી ગ્રંથ બનાવવા, મેહર કરો સાક્ષાત. માતુ.
પીંગળ પાઠ નથી હું ભણીઓ, નથી કવી છું રાંક;
કરો કેવળપર કૃપા માતુંશ્રી, કોઈ ન કાઢે વાંક. માતુ.

( આઠ તાળ દાદરો. )

છે શુદ્ધ વાણી, હૃદયે જાણી, પુર્ણ રાણીને પ્યાર;
શીખ આસાણી, ખરી નીશાની, લ્યો ચીત જાણી. પુ.
ચીત રાખતાં અર્થ સરે સૌ, આવે બુદ્ધી અપાર;
શાસ્ત્ર ઉપરથી રચ્યો ગ્રંથ આ, સાચો સૌ વિસ્તાર;
નયણે નિહાળી, વાંચો વીચારી. પુ.
જંબુદ્વીપમાં જય જયકારી, સુસોભિત શેહર રસાળ;
વસંતપુર મન મોહે દેવનું, ઓપે અતી ઉજમાળ;
સુખ વીસ્તારી વરતી સારી. પુ.
વસે શેઠ જીનદાસ અનોપમ, ઉંચ શ્રાવક શણગાર;
પુન્ય દાનમાં પ્રાતે ખરચે, દીન અધિક દાતાર;
સેવે સત્યધારી, જીનજયકારી. પુ.
શીયલવંતી નીજ, ઘેર કાંમની, જીનમતી જય નામ;
ગુણ અનોપમ એહ સતીના, પુર્ણ પુન્ય પ્રણામ;
જીન ધર્મ ધારે ગ્યાન સ્વીકારે. પુ.
ગુણ ગ્યાની, એ શેઠ શેઠાણી, સદા શુદ્ધ પરીણામ;
અધિક પુન્યથી ઉપની બાળકી, નીર્મળ રાખ્યુ નામ;
નામ વિચારી, સુભદ્રા સારી. પુ.

શુદ્ધ ગુણી ઉપની આ સૂભદ્રા, સમકીત કેરી સેજ;
સીરોમણી શું સુંદર ગ્યાનમાં, રંગ ચંદ્રમા તેજ;
સુંણી શીખ સારી, થઇ ઉપકારી. પુ.
બાળ વયે તે ભણી, બાળકી ગુરૂ પાસ અભ્યાસ;
વર્ણન કરતાં પાર ન આવે, અંતર ગ્યાન ઉલાશ;
વિદ્યા ભણતી ગુરૂગુણ ગણતી. પુ.
રૂપ અનોપમ સાહે મેના, પુર્ણ પદમણી સાર.
હંસ ચાલ તે સદા ચાલતી, ગુણ તણો ભંડાર;
તેહ તણી નીતિ, સુણો ધરી પ્રીતી. પુ.

(સુભદ્રાના ગુણ જોઇ જીનમતી હરખીત થયાં. પરંતુ તેના જેવો બુદ્ધી સાળી ભરથાર મેળવવો તે માટે ચીંતાથી પોતાના સ્વામી પ્રત્યે કહે છે.)

## ત્રીતાળી ચોપાઇ.

સુંણો સ્વામીનાથ સીરતાજ, યાદ આવી ઉચાટની વાત.
સુખ ચેને સુભદ્રા શાણી, પૂર્ણ શાસ્રે પવીત્ર પ્રખ્યાંણી.
ઉપકારી અને બુદ્ધીશાળી, શોધીએ સમ પુરૂષ સુધારી.
યોગ્ય ઉમરની થઇ એની, શેહરમાં આબરૂ થઈ એની.
ધર્મરાગને વૈરાગવાળી, હરખે ગ્યાની બુદ્ધી જોઇ સારી.

## જીનદાસશેઠ—ત્રીતાળી ચોપાઇ.

આળ પંપાળ એવા સુધારો, વાત બનવી લેખે વીચારો;
ગુણવંતીને ગિરીવર દેશે, જીહાં જન્મ અંક ત્યાં લેશે.
કામ આવે ન આપણું ધાર્યું, વાટમાં જાય જાંણો વિચાર્યું;

આડી રાત નવ કરો પંચાત, ચુપ્રી ચીંતા રહો રજીયાત.
અને લખ્યા લલાટે જે લેખ, નહીં એમાં આવે અવરેખ;
સોચ કરતાં શુદ્ધ ન થાવે, પ્યારી કર્મ લખ્યુ તે બનાવે.
સોચ કરવો નહી કદી કાંઇ, વિધી લેખે બને જુગમાંઈ;

(સુભદ્રાંને ગુણવાનને સ્વરૂપવાન જોઇ કેટલાક શાહુકારે માગણી કરી. પરંતુ તેઓ પરધર્મી માટે જીનદાસ શેઠે કાગપક્ષીને પાયસ આપવા જેવું તે કાર્ય ધારી વિવાહની ના કહી.)

**(સ્વામી માહરા છો સોહામણા)**

ચતુર વણિક ચંપા પુરથી, વસંત પુર મોઝાર; (૨)
વેપાર કારણ આવતો, સિદ્ધી સહેર બજાર. ચતુર
વચન વદે વાટમાં જતા, ગ્રહી સાજ્જન હાથ; (૨)
ઈજ્જતવંતા સાહુકારનું, બતાવો સારૂ હાટ. ચતુર.
સજ્જન કહે સુણો શેઠજી, સડક દીસે આ સીદ્ધ; (૨)
જીનદાસવાણીક વડો વસે, તેનું નામ પ્રસીદ્ધ; ચતુર.
પાંથે તે ચાલ્યો તિહાં, આવ્યું જીનદાસ દ્વાર. (૨)
હર્ખ થકી ઉતારો કર્યો, કર્યો જુહાર વહેવાર; ચતુર.

(જીનદાસ શેઠ આવકાર આપી પુછેછે.)

**( નારીના કટાક્ષ )**

શેઠજી સાહુકાર, આપ કહો કોણ ઠામ;
ભલે પધાર્યા ભાવ ધરી, ફરમાવો જે કાંમ.
સમેં છેક છોડી રહી, કરો જે કામ આજ;
નીકલ્યા પરદેશમાંતો, આણવી ન લાજ.

કેવો ધર્મ કુળ પાળે, સંસારે સું સુખ;
વહેપાર સું કરોછો, પ્રીતે કહો મુજ પ્રમુખ.

બુદ્ધીદાસ— રાગ સફર.

ગામ ચંપાપુર, નામ મહારૂ બુદ્ધીદાસ;
કાજછે વેપાર સાર; આવીઆ આવાસ.
સર્મ શાણા રીઝે એમાં, એજ કાજ આજ;
બૌદ્ધ ધર્મ બાપકુળ, પાળે સુખ સમાજ.
સુખ સું સંસાર દિસે, હાલ વયસ્થા બાળ;
પરણ્યા નથી શેઠ સૂણો, ઉદયમ એ વેપાર.

જીનદાસ—

ભલે કરો વેપાર આજ, રહો ખુશીથી આંહ;
પાંગવુંછે પુન્યે લખ્યું, ગામ કે પરગામ.
રહો સૂખેથી રોજ, મોજ મન વીશે ધરી;
ખુસી રીતે ખાઓ પીઓ, ચીંતા પરહરી.
છે પ્રભુ પ્રતાપ સૌ, સંતાપ તનથી દુર;
મગ્ન ગંન વાણરી, વાધો વેપાર પુર.

જીનદાસના આગ્રહને ભાવ જોઇ બુદ્ધીદાસ ત્યાં રહેવા લાગ્યો. પરંતુ થોડા દીવસમાં શુભદ્રાને જોઇ મોહ પામ્યો તેથી જીનદાસ પ્રત્યે કહે છે—( સુણો નગર શેઠ ) એ રાહ.

સુણો વાત એક (૨) અંતરમાં આપ ઉતારી;
તુમ સુતા સાણી છે જે, સદા ગુણવાળી.
કરો સ્નેહ સાથ (૨) પૂર્ણ પ્રેમ મને આ પ્રસંગે;

પરણાવો શેઠ પવિત્ર, કહુ મુજ સંગે.
આ વાત એક (૨) લ્યો આપ અંતરે ધારી;
અંતરમાં થયો અભિલાસ, મને આ વારી.

જીનદાસ— રાગ સદર.

સુંણો બુદ્ધીદાસ (૨) ઉચરો સું વિણુ વિચારે;
મુજ પવિત્ર પુત્રીની સાથ, મોહ સુંધારે.
કાઢીએ બહાર (૨) વચન સું મુખથી;
કૃત્ય સાહસ સમજે બોલ, હલકો પડે દૂખથી.
ધીક મોહ ધીક (૨) ભવી હારે લજ્યા ભારે;
કઇ મુવા મોહથી ઠેર, થઇ દુનીઆ પારે.
તુમ ધર્મ ઠેર (૨) જૈન ધર્મ જાણીએ સારો;
પરધર્મે પુત્રી વરે, ભુલ્યા જન્મ મારો.
છે છેક ગરીબ (૨) આ જુગમાં બાળકી બાળા;
આપે ત્યાં જાવે એહ, જાંણી મન સારા.
ધીક સાહસ કૃત (૨) પરધર્મે પુત્રી દેતાં;
અપરાધ કુળમાં એહ, વીચાર ન લેતાં.
એ વાત આપ (૨) મુજ પાસે ફરી ન કરસો;
નહી દઉ પરધર્મે સુતા; ન એમ ઉચરસો.

(જીનદાસનું આવું ભાસણ સાંભળી બુદ્ધીદાસ નિરાસ થયો પરંતુ વીચાર્યું કે હવે જૈનધર્મ પાળુ જેથી મને પુત્રી આપશે. એમ ધારી કપટરૂપે તેમજ કરવા માંડયું.)

**( સ્વામી મહારા છો સોહામણા. )**

**કપટ કળા ધરી ધ્યાનમાં, અતી આણ્યો વીચાર (૨)**

ઉપર ભાવે આદર્યું, જૈનધર્મ આચાર. કપટ.
નવકાર પદ પુરા પઢે, લહે સાર શ્રીકાર (૨)
દીન પ્રતે દેવ વાંદવાં, જેમ હરખ અપાર. કપટ.
મન વીચારી મુનીને નમે, વંદીને વારંવાર; (૨)
ઉનાં પાણી પીએ પ્રેમથી, આંણ્યો સર્વે આચાર. કપટ.
ધર્મ ધરે એક ધ્યાંનથી, પાળે સું પૂન્ય સાર (૨)
સર્વ આચાર ઉચીતમાં, આંણ્યો સાધવા સાર. કપટ.
પૂન્ય કરે પૂર્ણ પ્રીત સમ, આણી એજ વિચાર; (૨)
અર્થ માટે સર્વ આદર્યું, લેવા વાંચ્છીત સાર. કપટ.

(બુદ્ધીદાસને ઘણા દીન આવો ધર્મ રાગ વાલો જોઇ. જીનદાસ શેઠ પોતાની સ્ત્રી પ્રત્યે કહે છે.)

( ગુરૂ ગોવિંદના માહિનાનો. )

ગુણવંત થયો બુદ્ધીદાસ, સંગત સારીરે;
ધર્મમાંહી સદા છે ધ્યાંન, દીસે પુન્યશાળીરે.
ચાલ છે પક્ષી હંસ સમાન, રહે મૂની સંગેરે;
વૃત્તે વીવેકથી સૌ વ્રત, ધરી ધર્મ અંગે રે.
શુદ્ધ બુદ્ધને ન્યાયદાર, ન ચાલે અનિતી રે;
કદી કરે ન કોથી કલેશ, સર્વ સાથે પ્રીતીરે.
વિદ્યા કુશળ તણો કળાભ્યાસ નીત્ય કરે છે રે;
દીસે દાંન તણો દાતાર, સદગુણ સર્વે છેરે.
કૂડી ચાલ નહી લવલેશ સદા સત્યકારીરે;
વૃતે નીર્મળ રીતે હમેશ, વાત વીચારીરે.

જીનમતી—હા. સ્વામીનાથ બુદ્ધીદાસ તો ઘણા ગુણ-

વાન થઓ છે. એના સમાન સાણો ને સારા લક્ષણવાળો પુરૂષ તો હું ક્યાંઇ જોતી નથી, આેના પ્રણામ જોઇ, જીનદાસ શેઠે બુદ્ધીદાસનો સાચો ધર્મ ગ્રહણ કરેલો ધારી. સુલક્ષણે ભરેલો જોઇ, પોતાની શાંત સ્વભાવની પુત્રી સુભદ્રાનો વીવાહ કર્યો.

**જીનમતી શેઠાણી-(હે હરણાંખી હાંમ નહારો)એ રાહ**

સ્વામી આજ ઉલાસ અંતરે, ઉપન્યો મુને અપાર;
દાવાનળ દુખ દુર થયુ સૌ, આસ ફળી આ વાર. સ્વા.
સાંત સ્વભાવી બેન સુભદ્રા, ભણી ગુણ ભંડાર;
ઠંડી દ્રષ્ટી થઈ દેખતાં, ગોગ્ય મલ્યો ભરથાર. સ્વા.
સફળ થશે સૌ દાન આપાણું, દેવે આસીસ બેન;
સદા સુખમાં કાળ કાઢસે, મળસે સૌ સુખ ચેન. સ્વા.
જગતપતિએ જોડું આપ્યું, બંને બુદ્ધીવાન;
ધસે સદા તે ધર્મ ધ્યાંનમાં, લેશે સુખ સમાન. સ્વા.

**જીનદાસ શેઠ—**

હે હરણાંખી હર્ખ હાંમશું, આંણો અંતરે આજ;
પ્રાપ્ત થાય સૌ પુરવ પૂન્યથી, સુખ દુખ કાજ અકાજ. હે.
હરખાવુ નહીં હૈયે ઝાઝું, આણી અતી ઉમંગ;
સામાનીક રહો સુચીત સોધી, આણો નહીં ઉછરંગ. હે.
પળ એકમાં રચે પરમેશ્વર, સારા બૂરા બનાવ;
વ્યાપક છે એ ઘડી ઘડીનો, તારે બુડાવે નાવ. હે.
કરે વીપળમાં રંકને રાજા, રાજ કરે ઝઠ રદ;

જળના સ્થળે થળ ચડાવે, કળા એની અનહદ. હે.

જીનમતી—સત્ય કહો છો સ્વામીનાથ જે જે કાર્ય કરી હવે કરવો તે સુચીત નથી, પણ હું સ્ત્રી જાતી માટે મને ગર્વને હર્ષ થયા વિના રહે નહી. કારણ કે સ્ત્રીની જાતમાં કોઇકજ ઉત્તમ હોય ને બીજી તો તમામ મારા જેવી હોય તેમાં વીપત પડે, સત્ય કહો છો સ્વામીન આપનું વચન સત્ય છે.

( નાથ કેસો ગજકો બંધ છોડાયો )

બુદ્ધિદાસનો વિચાર

હાથ હીરો આ સૌ ઉદ્યમથી આયો.

મોટી છે મીલકત એ ઉદ્યમ, સંકટપર છાયો; હાથ.

સુખ મળે સૌ ઉદ્યમ કરતાં, પ્રગટે વાત વીચારી;

સંકટ નાશે એહ શેવ્યાથી, અધીક લાભ લઉં ભારી. હાથ.

ઉદ્યમ વીના નર જુગમાં આંધા, ખાવે સું ખુશકારી;

દુર્ગુણ હાલછે હમેશ તેહનાં, જાવે ભવ ભયંકારી. હાથ.

ઉદ્યમ વીના નર અભણ રેવે, ભાગે બડ વેહેપારી;

દીન પ્રતે દૂખ દાહ સમ પ્રગટે, કહું આ વાત નીહાળી. હાથ.

ઉદ્યમ કરતાં મગન થઓ હું, વાંચ્છીત સુખ આધારી;

ઉતપન્ન થયું આ અપાર નાણું. સૌ ઉદ્યમ અધીકારી હાથ.

વાંચ્છીત સુખ મળ્યું ઉદ્યમથી, વાધ્યો જશ જયકારી.

સદગુણીને સકળ શોભતી, પ્રેમે પરણ્યો નારી, હાથ.

સમકીતનું મૂળછે આ ઉધમ, ભણે ગ્યાન નરનારી;
એહ થકી ઉપકારી રીઝે, આપે લાભ અપારી. હાથ.

વળી વીચારે છે:-અહા જે જે નશીબમાં હોઅ તે બી-
ના ઉદ્દમ વિના પ્રાપ્ત થતી નથી—

એમ વિચારતો સુભદ્રા સાથે વૈષયિક સૂખ ભોગવતો
કેટલાએક કાળ પર્યંત ત્યાંજ રહ્યો. ને વ્યપારમાં ઘણું દ્ર-
વ્ય ઉર્પાજન કર્યું; ઘણા કાળ વીત્યા પછી પોતાના શ્વસુર
પાશે પોતાના દેશ જવા માટે વીનતી કરી તેથી.

**જસોધન— (મુજ ઉપર ગુજરી પીતા પાદશાહ જાણી.) એરાહ.**

હુ કહુંછુ સુણજો આપ, વાત છે સાણી;
ઉચરયા ઓછી મુજ પાશ, બની મેં જાણી. ટેક
ભલે જાઓ તમારા દેશ, સોભા છે સારી;
ઉચાટ મુને આ વાર, અજબ દૂખકારી. હુ
તુમ કુળે ધર્મનો ફેર, દૂખ એ મોટું
પસ્તાવું પારંપાર, થાય ચીત ખોટું. હું
છે ગુણવાળીને ગરીબ, સુતા એ મારી;
નીજ સસરા કુળના ભયે, ધર્મ જાય હારી. હું
આધિનપણે ઉંચ ધર્મ, કેમ સચવાએ;
એ તણા ઉચાટ અપાર, અમોને થાએ. હું.

**બુદ્ધીદાસ— રાગ સદર.**

ઉચારુ સુંણ્યો મેં આજ, વાણી દરકારી;

કરૂં હુ એ વાત વિચાર, અંતરે ધારી. ટેક.
સૌ છોડો શોક ઉચાટ, શેઠજી શાંણા;
સું આંણી અતી ઊદાશ, આપ ગભરાણા.
જોઇ જૈનધર્મ જયકાર, પળાવું પ્રીતે;
કદી ધર્મ અવરનો સંગ. આપુ ન ખચીતે.
આપું હું અવર અવાસ, વાસની પાસે;
નવ કરવો પર ધર્મ સંગ, ન રહો ઉદાસે-
હવે આજ્ઞા આપો આજ, અંતરે ધારી;
સૌ છોડો શોક ઉચાટ, વાત વહેવારી.

બુદ્ધીદાસના વચન સાંભળી શેઠે તુરતજ આજ્ઞા આપી; બુદ્ધીદાસ તથા સુભદ્રા જાયછે. સુભદ્રા પ્રત્યે જીનમતી માતુ શાખામણ આપેછે,

**(સૈયર દુખ શું દાખવું.) એ રાહ.**

કુશળ હજે સદા દીકરી, ધરજે નીર્મળ ધ્યાંન;
જેન ધર્મ સદા પાળજે, જેમાં મોટું છે માન. કુશળ.
સત્ય શીયળ સદા પાળજે, લઇ સાસ્ત્રનો સાર;
સાસુ નણંદ પરીવારની, સહાય કરજે સંભાર. કુશળ.
ઉતર દઇસ ન એક તું, સુંણુ વીણુ વહેવાર;
સાંખી રહેજે શબ્દ નીચનો, ગુણ એમાં અપાર. કુશળ.
પતિતણી કરજે સહાયતા, જાણી જન્મ સફળ;
આણ ન લોપીસ લેશ તું, જેથી શોભે ઉમર. કુશળ.
ધર્મ તું એક આરાધજે, સાસન દેવી છે સહાય;
આવકાર દેજે સઉ જનને, જેથી કુળ વખણાય. કુશળ.

ચીત ચીંતા સૌ ચુરજે, ધરજે દયા સ્વભાવ;
સમરણ કરજે નવકારનું, સ્વપ્ને નહીં ભેટે તાવ. કુશળ.
આજ્ઞા લેઆ ઉલ્લાસથી, કાયા કરજે નીરવાણ;
કહેવું પડે તેવું કાંઈ નથી, તુ છે ચતુરસુજાણ. કુશળ.
કલ્પાંત કરવું નહી તાહરે, ડાહી પુત્રી આચાર;
મૈયર છોડી જવું સાસરે, શોભે રીત એ સંસાર. કુશળ.

(સદા કુશળ થાઓ એમ કહી શેઠ તથા શેઠાણીએ નીર્ગમન કરતાં આજ્ઞા આપી, બુદ્ધીદાસ તથા સુભદ્રા કેટલાક દીવસે પોતાના દેશમાં આવ્યા ત્યાં પોતાના ચંપાપુર નગરમાં પોતાના પીતાજીના ઘર પાસે ગ્રહમાં સુભદ્રાને રાખી, બુદ્ધીદાસ પોતાના માત પીતાને કહે છે.)

કવીત—ચાલ.

આહા માત તાત, સુણો સુત કહે વાત;
સાચ જાંણુકે સાક્ષાત, બાત એક આ ઉમેદકી.
લાવ્યો ગુણવંતી સતી, સદા આપે સુખ અતી;
કરે કુળ તણી કીર્તી, પ્રીતી હે ધર્મ ભેદકી.
સતી જેસી સ્વરૂપ હે, ભક્તીમાં અનુપહે;
બાપ જેસે બડે ભુપ, ઉચ કુળે ઓપતો;
સુતા તેની કીધી નાર, જેથી શોભે ઘરબાર.
સૌ લેવા સંસાર સાર, જગતમાં જે શોભતો;
ધરે ધર્મ ઉંચ સદા, ઉદાસી ન આણે કદા.
વૃતે સત્ય સદા સદા, વસાવી આવાસમાં;
માત તાત જોડુ હાથ, રહેવું મારે એની સાથ.

આપો રજા આજ, આજ્ઞા ઇચ્છું ચીત આસમાં.

**બુદ્ધીદાસના માતા પીતા—(દક્ષીણી રાગની લાવણી)**

સુત રહો સુખે, સોક સૌ તજીનેરે, આજ્ઞા આજ, કુશળ કાજ,
સુખ સગાજ, રહો સદાજ, જગકર્તા ભજીનેરે. સુત.
આણીએ આણંદ ઊરમાં સદાયરે, અતી ઉપકાર, છે આચાર,
શાસ્ત્રસાર, શીખ્યો અપાર, જેથી ચીત હરખાયરે. સુત.
રહ્યા છીએ ખુશી, સર્વ અમે આજરે, સીર સહુર, આણી નુર,
ચીંતા ચુર, મુકી દુર, સુખે કરો સુદ્ધ કાજરે. સુત.
ધન્ય આ ઘડી, થાઓ કુશળ કાગરે, કહીએ એમ કુશળ ક્ષેમ,
વેલ જેમ વાધે તેમ, વાધજો તુમ હામરે. સુત.

**સુભદ્રા પ્રત્યે બુદ્ધીદાસ-**

**(ગીરધારીરે વાત કહુંછું વિચારી ) એરાહ.**

પ્રાણ પ્યારીરે, આશ ફરી સૌ તારી; રહે સદા ધર્મ નીરમળધારી;
મુને આજ્ઞારે, માત પીતાએ આપી, વહાલ કરો ગ્યાંન ગુણે વ્યાપી
પાળો વ્રત સૌ પ્રેમ થકીરે, ઉચારૂં વાત એ નાર નકીરે;
શોભે લજ્યા એહ થકીરે, પુર્ણ પ્રીતીરે ધરો ધર્મ ગુણકારી.
રહો સદા ધર્મ નીમળ ધારી.
બોલું બોલરે, નારી દીલવીચારો, ચાલ નથી મુજ પાસેનઠારો
વેણ ખોતારે, એબ કુળ માંહી મોટી; થાવે જન સજનની કસોટી.
ખંપણ મોટું, ખોતાં વેણરે, તોલ ઘટે તસ શીરે કેણરે.
ફુટયા સમજે સાજાં નેનરે, ધીક ધીકરે—એ જીવીતછે ધીકારી.
ચાલ નથી પાસે નઠારી,

વેણુપાળીરે, રહું હુ આ અવાસે; શુદ્ધ ચીત રાખી રહું તું સગાથે.
ગુણુવાળીરે, રહો સુખે આવારી; પાળો ક્રીયા સૌ ઉલ્લાસે તમારી.
રાખો મંન અકે માયારે, જેથી પસરે પૂન્ય શવાઆરે.
કરો નીર્મળ થાવે કાયારે, એહ હૂકમરે—નાર આપું આવારી.
પાળો ક્રીયા સૌ ઉલાસે તમારી.

**સુભદ્રા કહે—**

શીર છત્રરે, સદ્‌ગુણી સ્વામી; સત્ય વચન સૌ અંતરજામી.
ખરી આજ્ઞારે, આ સર્વછે તમારીરે, છે જૈનધર્મ સદા જયકારી.
નીત્યે ધરવું ધ્યાન નીર્મળરે, અરીહંતભકિત સદા અંતરરે.
ભાગે સૌ સંકટ ગુણવંતરે, નમૂ નિત્યેરે; ચણેમાં શીશ નાગી.
સત્ય કહો આપ અંતરજાગી.

સુખ વાંચ્છીતો, નવ પદ થકી થાવે, દીન પ્રતે સૌ દૂખ હઠાવે.
સુખકારીરે, આ અમુલ્ય નવકારી, છે આ સમરતા ગુણ અપારી.
ધન્ય ધન્ય એ ઉપકાર અતીરે, નર્ક માંહી ન થાય ગતીરે,
જીવીતમાં દે સૂખ સંપતીરે, ધન્ય ધન્યરે=એ ભણવા ભાવે.
દીન પ્રતે સૌ દૂખ હઠાવે.

અનહદરે ઉપકારછે એમાં, શુદ્ધ સમકીત સૌ સોહે જેમાં;
અહ મેવરે પ્રભુ અરીહંત પુરે, ધ્યાન ધરંતા ચીંતા ચુરે.
માટી ઘટથી છે કાયા કાચીરે, અરીહંત ભકતીછે સાચીરે;
જીવતમાં એ માગું જાચીરે, ભકતી પ્રભાવેરે આશ એ પૂરે.
ધ્યાન ધરંતા ચીતા ચુરે.

પ્રભુ ગુણ ગાતી, અતી આણંદતે છે. તેને સર્વ કાર્ય પોતાની ઉત્કંઠા પ્રમાણે થયું તેથી વીચારે છે.

( દયાળુ દેવ કૃપાળુ તુ )

અરજ મારી ઉરે ધારી, સર્વ આસા પૂરી ઉપકારી;
આ પ્રસંગછે ઊમંગ, ધારૂં જૈનધર્મ ધન્ય ધન્ય. અરજ.
પ્રથમથી પ્રેમ, કર્યાં કુશળ ક્ષેમ, કર્યું શુદ્ધ કાર્ય પ્રેમ જેમ અ.
સુધર્મ સહાય, હૃદય આદર થાય, જીવીતમાં જય જેથી
અધીક પમાય. અરજ.
ઉપન્યો આવાર, ઉલાશ અપાર; કર્યું ધર્યું કામ જૈનધર્મ
થી જયકાર. અરજ
ખરે ખાંનપાન સર્વ સુખને સમાન, જાણું આજરાજ ભર્યું
ધર્મ પરે ધ્યાંન. અરજ.
ખરી ખુશ હાંમ, હોવે અરીહંત નામ; ભયથી જાણું સર્વ
શુદ્ધ થસે કમ્મ. અરજ.

એમ વીચારી આણંદ સત્રભાસને દયા ભાવમાં પોતાનો કાળ નીરગમન કરેછે, તે જોઇસાસુ નાણંદ ખેદ કરતી વીચારેછે.

( સૈયર દુખ શું દાખવું. )

સુણ સુતા વાત ગાહરી, ધરી ધ્યાને આ વાર;
કુલક્ષણી બંધવ વધુ, ભુલ નહી લગાર. સુણ.
સર્વ સગાં કહે સમજણી, ઘરનો ગ્રહયો ભાર;
જાણે અતી જૈન ધર્મમાં આપે જસ સૌ અપાર. સુણ.
વળી વખાંણે વૈરાગ્યું, કહે દયાળુ દાતાર;
સૌકો સારી સારી કહે, દેખે શું ઉપકાર. સુણ.
અવગુણ એમાં અવસ્ય છે, કોને હોય તે જાણ;
ભલી થઇ ફરે શેહરમાં, કૂડ કપટની ખાંણ. સુણ.

મન ચીતવ્યું તે તો કરે, વાંચ્છીત ભોજન ખાય;
ધર્મ તજી શ્વસુર કુળનો, તેનો કેમ ખમાય. સુણ.
અવગુણ અપરમપાર છે, કહેતાં આવે સુપાર;
સાંણી થઇ ફરે શેહરમાં, વખાણે છે ગમાર. સુણ.
અકાર્ય કાર્ય એકલું કરે, શોધે કયાંથી સુબોધ;
દીન પ્રતે ચીત નવીન કરે; પકડાય કરતાં શોધ. સુણ.
એક રહે જન જુગતમાં, અવગુણી અતી થાય;
ગુરૂ વીન ગ્યાન શું પ્રગટે, નકી વંઠી તે જાય. સુણ.
હવે આપણે લાગ ધારવી, જોવાને તેનું જોર;
સુકુળવંતી સર્વે ગણે, જોઇએ શાહ છે કે ચોર. સુણ.

એમ ખેદ કરી હમેશાં ગુપ્તની રીતે સુભદ્રાની ચરચા જોવા લાગી, તેવામાં એક જૈન મુની ભગતપાનાર્થે સુભદ્રાના ઘેર આવ્યા, તે જોઇને સુભદ્રાની સાસુ પોતાના પુત્ર પત્યે.–

રાગ સદર.

સુત સપુત વાત ગાહરી, સુણો કરીને વીચાર;
અવગુણ ઉપજસે આગળે, તજશો પ્રાંણ તતકાળ. સુત.
કહુ સાચું સર્મ છોડીને, કુડી સુભદ્રા નાર;
કૃત્ય કુડુ આજે કર્યું, કહેતાં લાજ અપાર. સુત.
લેસે દ્રસન કરો મુ પમે, કાપ્યુ નારીએ નાક;
ડાગ ઉમરમાં જે લાગીઓ, કદી થાએ ન પાક. સુત.
નીચ કુળ નારી ન લાવવી, હવે કરીશ શું તું;
જોર જરા નથી ચાલતું, ભુંડુ જે જન થયું. સુત.
સ્વાદ ચાખ્યો શેરડી તણો, પશુ ચરવાને જાય;

વપરન થઈ જેના મન વીશે, તેને વિચાર ન થાય. સુત.
સજન બોધ ભલે આપે, કહ્યું નવ ધરે કાન;
કામ ખરૂ એના અંતરે, રાખે ત્યાં નીજ ધ્યાન. સુત.
આતી ઉપાય કરી રમે, સોધી હુનર હજાર;
ખોટુ ખરૂ નવી ઓલખે, નહી સીમ બજાર. સુત.
સત વચન સુત જાંણજે, માહરૂ કેવું આ વાર;
નહીંતો પસ્તાસો આગળ અતી, તજસો પ્રાણ તત્કાળ. સુત.

માતુ પ્રત્યે બુદ્ધીદાસ—

( ધિક યુવા ધિક સુજને. ) એ રાહ.

વિચારી ઉચ્ચારો અરે માવડી, આપ વચન અમુલ્યજી;
કોટી ઉપાયે એ હોય નહી, આ છે તમારી ભૂલ્યજી.
વિચાર કરી વદો માતજી.
સીયળવતી છે એ સતી, જૈન ધર્મમાં ધ્રુપજી;
આકાર વિના આ શું કહો, માઈ કુડુ સ્વરૂપજી;
વિચાર કરી વદો માતજી.
મિથ્યાતી બોલ માતા કહો, થાય નઠાગા આજજી;
ખરો વિશ્વાસ છે તે તણો, જેમ જુગ મેઘ રાજજી,
વિચાર કરી વદો માતજી.
માલમ કહો બગડયા તણી, પડી પોતાને કેમજી;
તેરે ખરૂ ઉચરો મને, કરૂ મન ટાઢુ હેમજી;
વીચાર કરી વદો માતજી.

બુદ્ધીદાસની માતા—

સુત અદેશો ન આણસો, સાચી વાત આ અવસ્યજી;

વિશ્વાસ સો વિખવેલીનો, ચાલે ચીતથી અસ્ત્યજી;
ઉંડોરે વીચાર લ્યો અંતરે.
સાધુ તણી કરે સહાયતા, આંણી પ્રેમ અપારજી;
પવિત્ર ગણે પુત્ર તુજથી, પુર્ણ સાધુપર પ્યારજી;
ઉંડોરે વિચાર લ્યો અંતરે.
જુઠ જરૂર ન જાણશો, નક્કી નીર્ગુણી નારજી;
સાધુ સાથે છાંની સર્વથી; માંણે સુખ સંસારજી;
ઉંડોરે વીચાર લ્યો અંતરે.

બુધ્ધીદાસ—

વહેમ વિશેસ ન આણશો, મુકો માત એ વાતજી;
સત કોઇનું ન રહે જગતમાં, જમીન થાય ઉથલપાતજી;
વિચાર કરી વદો માતજી.

બુદ્ધિદાસ પ્રત્યે તેની માતા—

નથીરે ખબર આ સંસારની, સુણો પુત્ર સુજાંણજી;
સ્ત્રી કોઇ નવ ઓળખે, કપટ ચરિત્રની ખાંણજી;
ઉંડોરે વિચાર લ્યો અંતરે.

બુદ્ધીદાસ—

સુબુદ્ધી કરોરે માઇ માહરા, જાણું ખરી સતી એહજી;
અસત્ય ચાલે એવી એ નથી, નથી કુંભડ સ્નેહજી;
વીચાર કરી વદો માતજી.

પુત્રનાં આવાં ભાસણ સાંભળી તેની માતા ક્રોધથી કહેવા લાગી.

**(છે આજથી જદુકુળનીરે દશા ફરી) એ રાહ.**

આ સાચ કેરી વાતને, શું છડે સદગરી;
જાણુજે જરૂર દશા, તારી તો ફરી. આ.
જશે નામને નીશાંન, કુળની કળા;
આવસે અવસ્ય દૂખ, સુખ સૌ ખરી. આ.
લાવ્યો કયાંથી નાર આવી, નીર્ગુણી અહી;
ઠરાવશે હાંમ નહી, દે બેસવા ઠરી. આ.
મુક મુક મમે ગર્વ, છોડીને હવે;
રહે લાજ તેવો લે, ઉપાય આદરી. આ.
થશે કુડુ કૃત્ય આગાં, દૂખ આવશે;
નહી કરે વિચાર, તુચ્છ તણી દીકરી. આ.
નિમીત સમાન ભાખુ, સર્વ સાચ જાણ;
છોડ છટકેલીનો સંગ, પુત્ર હાલ પરહરી. આ.

માતાના વચનથી બુદ્ધીદાસ ક્રોધથી કહેવા લાગ્યો.

**( પિતા સી કરો છો વાત ) એ રાહ.**

સુણ્યા સર્વ શબ્દ ગાત, (૨) છોડુ નહી સતી સાક્ષાત; ૨)
નથી નિર્ખી નજરે વાત. (૨) સુણ્યા. એ ટેક.
શાર જાઓ, શરીર જાઓ, જાઓ બલે જાત;
નહી દરકારૂં દીઠા વીના, સાહસ કૃત્ય વાત. સુણ્યા.
ખુટે ખેર ખાવા પીવા, ખેર જાઓ લાજ;
વાત થતાં વિઘન શું છે, નહીં કરૂં અકાજ. સુણ્યા.
પાછળે પસ્તાવું પડે (૨) એ શું કરવું કામ;

નીરખ્યા વીના મિથ્યા માનું, હુમે ભલે નામ. સુણ્યા.
જાુઠ જાણું આ અવશ્ય, ખરી સતી એહ;
દુર્ગુણ ન દેખું એમાં, જ્યાંન ભરી દેહ. સુણ્યા.

બુદ્ધીદાસનાં આવાં વચન સાંભળી તેની માએ વિચાર્યું કે આ પુત્ર નારીને પુર્ણ માને છે, માટે મારી વાત નહી માને, એમ વીચારી ફરીથી પણ છાંના ચરીત્ર જોવા લાગી. પરંતુ કોઇ જૈનમૂની ધર્મ લાભ એ શબ્દ કહી સુભદ્રાના ઘર પૂર્વક ઉભા રહ્યા. તેવામાં પવન યોગે મુનીની ચક્ષમાં ત્રણ પડેલું જોઇ. સુભદ્રા કહે છે.

( ઇંદ્ર સભા. )

આમ શું ઉતમ મુની, આંખને મીચી;
કહો સત્ય વાત આપ, મોટારે મુની.
ચોળાંણી આ ચક્ષ, પીડા શાછે મહારાજ;
કે કંઇ કુડ કપટ, જોયું આપે આજ.

મુનીવર—હે બાઇ તમારો કાંઇ દોશ નથી. પવન યોગે ઊડતુ તૃણ પડયું માટે આંખ મિચાઇ.

સુભદ્રા— ( રાગ તિથીનો. )

સુણો મુનીવર, વિનતી એક, આજે મહારીરે;
આપ ચક્ષે પીડા અપાર, મેં નયણે નીહાળીરે.
એથી આજ ઉદાસમાં ચીત, મહારૂં થયું છેરે;
કાઢવું કણું ચક્ષથી એહ, એમ ભાસ્યું છેરે.
સુણો ગુણી મુનીરાજ, વિનતી એ મારીરે;

કરે દુર પીડા આ વાર, ચક્ષેગી તમારીરે.
નહી અડવા દઉ મુજ અંગ, આપના અંગેરે;
લેવું એમ એ કણુ આ વાર, ખરા સત સંગેરે.
ઉઘાડો મુનીરાજજી આંખ, સદા સત્યકારીરે;
કરે દૂર પીડા અરીહંત, જગત ઉપકારીરે.

એમ વિનવીને સુભદ્રાએ પોતાની લઘુ લાવવી કળાએ જીહ્વાએ તે તૃષ્ણ કહાડયું પરંતુ તેમ કરતાં તેના કપાળનું રંગીત કુમકુમ તીલક મુની કપાળે અંકીત થયું. તે તીલક સાસુ નણંદે જોયું.

## કર્કશાના અવગુણ વિશે ગરબી.

નાર જુવો જનો કર્કસા, મન ધારી રે;
આણે અધીક અધીક અન્યાય, વદુછુ વીચારીરે.
બોલ બોલે બહુ બેહકતા, મનધારી રે;
મોટુ કાજ કલેશ ઉપાય, વદુછુ વિચારીરે;
ડરે નહી પૂર્ણ પાપથી, મન ધારીરે;
જેહ તુચ્છ નજરની નાર, વદુછુ વીચારીરે,
ઉતમને આરોપ દે, મન ધારીરે;
ખસ કહેતાં આંણે ખાર, વદુછુ વીચારીને.
ગર્વ કરી ગગને ચડે, મન ધારીરે;
કોણ સુતા સુત વહૂ, વદુછુ વીચારીરે.
હુકમ કરે હું હું કરી, મન ધારીરે;
કરે ફોકટ બકવા બહુ, વદુછુ વીચારીરે.

અભાગી સદા ધર્મ ધ્યાનથી, મન ધારીરે;
પુરી પરનીંદાની આશ, વદુછુ વિચારીરે.
સાચા જુઠા કરે સર્વના મન ધારીરે;
જ્યાં જાય ત્યાં કરે કંકાશ વદુછુ વિચારીરે.
કરે કંકાશ કુટંબમાં મન ધારીરે;
નિત્ય નવી વઢવાડ, વરૂછુ વીચારીરે.
સંકટ મુકે શાંણાપર, મન ધારીરે;
ઉછેરે એનાં અધર્મ ઝાડ, વદુછુ વિચારીરે.
કુલક્ષણ સેવે કર્કશા, મન ધારીરે;
નવ આણે ઊરે વીચાર, વદુછુ વિચારીરે.
શીખ સજ્જનની માને નહી, મન ધારીરે;
દુર્ગુણ દાસ ધરનાર, વદુછુ વિચારીરે.
નિર્ગુણી નારી કર્કશા, મન ધારીરે;
એના અવગુણનો નહીં પાર, વદુછુ વિચારીરે.
સાર અસાર ન ઓળખે, મન ધારીરે;
કર્કશા કર્મ ચંડાળ, વરૂછુ વિચારીરે.

એમ કર્કશા નારીના કુલક્ષણનો પાર નથી. તેવાંજ કુલક્ષણ સેવનારી અને સાસુ નણંદ મૂવી કપાળે તીલક જોઇ; ગુણીદાસને બોલાવી કહેવા લાગી,

( આમ અત્યારે હામ હઠાવી ) એ રાહ.

તેં ને દહાડે ક્રોધ ચડાવી, અતી મૂને અપમાનીરે;
આજ અરે મેં કાજ કરંતા, રાખોછે રખવાળરે.

સતી સતીછે તુ કહેતો તો, છકેલ સું રહે છાનીરે. તે
સીયળ જો તુ એક ચીતથી, કેવું મુની કપાળરે.
હમેશાં એ એવું કરતી, હરતી હાંમે હાનીરે; તે
વહેમ ન ધરતો તું વીશ્વાસી, વાત હવે સંભાળરે;
પતગરી લીધો પ્યાર બતાવી, મુર્ખ બરોબર જાણીરે. તે
દેખદેખને નીહાળ હવે તુ, સતી તણું આ કામરે;
સતી સતીછે તું કહેતો તો, મારી નહોતી અજાણીરે. તે
બન્ગો બન્યો જો હવે બરોબર, ખોયું સર્વે નામરે;
ધિક ધીક હું કહું છુ તુજને, કુળ કર્યું ધુળ ધાણીરે. તે

પોતાની માતુનો ફીટકાર સાંભળી મુનીકપાળે તીલક જોઈ. એકદમ ઝંખવાણો થયો. ને પસ્તાવો કરવા લાગ્યો.

( હું કદી ખડકીએ ખડી ઝરૂખે ચડી. )

ખરે ખાત, નારી કમજાત, કરી આ વાત, સાચી શાક્ષાત;
કોને જઇ કહેવું, શું મોં કાઢી આ વાર બજારે રહેવું.
અરે આચાર, બુરો સંસાર, નિર્ગુણી નાર, મળી તે પાપે;
પ્રભૂ ઇચ્છું, હું આચાર, મૃત્યુ ઝટ આપે.
કહેતી મુજ માત, નારી કમજાત, માની નહી વાત.
ખરે થઈ સાચી, ધીક ધીક નારીની જાત, કામમાં કાચી.
મિત્ર સૌ મળે, મશ્કરી કરે, શત્રુજન ઠરે, થયું આ તેવું;
સું મોં કાઢી આચાર, બજારે રહેવું.

એમ અત્યંત ખેદ પાંમનો માના પક્ષે થઇ કહેછે—

( દેખા નહી કછું સાર. ) એ રાહ.

દેખું નહી સતી નાર, જગતમેં દેખું નહી સતી નાર;

ધ્યાન સદા જે ધર્મમાં ધરતી, તેને કર્યો વ્યાભિચાર. જગ.
સુખ સૌ છોડી થયા વળી સાધુ, કરી અળગો સંસાર:
વહાલા કર્યુ સુખ વીષ્ય સાથે, ધીક ધીક તે અવતાર. જગ.
લંપટ સાથે હું લપટાયો, ભૂલી ભાન ગમાર,
ફાયદો લેના મળી ફજેતી. એળે ગયો અવતાર. જગત.
રીઅગવંતને શતી વખાણું, આંણી અંતર પ્યાર;
નીકળી અંતે નીર્ગુણી તે, કુકૃત્યની કરનાર. જગત.

(એમ કહીને બુદ્ધીદાસે સુભદ્રાને અપમાન કર્યુ ને તેનો ત્યાગ કરી ધીટકાર આપ્યો. આવું અઘટીત કાર્ય એકદમ બનવાથી, સુભદ્રા શોકાતુર થઇને વીચારવા લાગી.)

( પીતાજી આ કોપ તમે શો કર્યો. )

અરે કર્મ કોપ આસ્યો તે કર્યો.
આરોપ અજબ મુજપર આદર્યો.

પુરવ કીધાં પાપ આવ્યા આ ઘડી, નીશ્ચે કીધી કરણી તે આવી નડી.
કીધેલા અપરાધ પુર્વે મેં પુરા, નિર્પરાધીપણે હું બની નીરગુણા.
મહા દોસ એસે લડેને વઢે, કરી કરણી આ પુરવની નડે.

(પોતાના કર્મનો દોષછે એમ ધાર્યુ પરંતુ જૈનધર્મપર અપવાદ થવાથી પોતાનું અંતકરણ દુખીત થઉ; પરંતુ સાસુ સામા શબ્દોચાર પણ ન કર્યા. પણ પોતાને કંલક આવ્યું માટે પસ્તાવો કરવા લાગ્યાં)

( કોઇ હાલ કહો જાકે મેરી પરીકે સમજાકે )

આરોપ મુની શીરે આવે, નીંદા જુગ માંહી થાવે;

જોઇ આરોપ આવાર, આતે અત્યંત ઉરે વિચાર.
નિર્ગુણી નરને નારી અહંકારી, ધર્મને દેછે ધીકાર. આરોપ.
આંચ અંડાવે સાચા સત્યને, રાવે નરને નાર;
ટોળે ટોળાં સૌ નીંદે મુનીને, અજ્ઞાની આચાર. આરોપ.
આરોપ અંગે મહારે રહેવું, પૃથ્વી કહે ધીક ધીક;
મારગ દે હવે માત ધરા તું, જેથી માંનું મન ઠીક. આરોપ.
પણ વીચારૂં અંતરે એવું, સમરૂ જૈન જયકાર;
સાચ સીરેથી આંચ ઉતારી, વરત શું સર્વે વિચાર, આરોપ.
સોળ સંકટ ભલે મુને આવે, અંતે છે સત્યધાર;
મોટુ કલંક દેછે મુનીવરને, એ ધર્મપર ધીકાર. આરોપ.
અજ્ઞાની ફરમરણ કરે અતી, આણી ઉરે અહંકાર;
કાવસગ ધ્યાન ધરૂં તે માટે, અરીહંત તુમ આધાર. આ.

એમ સોકાયમાન થતી મહાસતી રૂદન કર્યું ને જીન-બીંબની પુજા કરી, ને નિશ્ચય ધાર્યું કે આ અપવાદ દુર થ-સે, ત્યાંસુધી પણ જીવન લાગે નિશ્ચળ રહીશ. એમ ધારી કાઉસગા ધ્યાન ધર્યું.

મહાસતીને ઉદાશપણે હમેશો જોઇ શ્રી જીનશાસન સુ-રીદેવી તો એકદમ સુર લોર ઉઠીને કહેછે—

( મુશ્કેલ છે ખાવીંદ. ) એ રાહ.

મુશ્કેલ છે આ કામ, જાય સત્યવંત નામ;
સાચને અડાવે આંચ, કપટ કેરી હામ. એ ટેક.
દુનીઆમાં શાકે લહેર, પડપંચ કેરી પેર;

સત્યને અસત્ય કહાવે, કરે કાળો કેર. મુશ્કેલ.
ધરૂં હું હૃદયે હામ, સું જાય સતીનું નામ;
સાચાને સાચુંજ કરવું, એ શું ભારે કામ. મુશ્કેલ.
અયુક્તુ આ કામ, પડે શું સત્યનું સામ;
કપટ કરી કુર જન, સાધશે શું કામ. મુશ્કેલ.
કપટ જનનું કુર, કરૂં હું હાલ દૂર;
સત્યને અસત્ય કેરૂં, દેખાડું સહુર. મુશ્કેલ.

એમ બોલતી સંતુષ્ટમાન થતી સંધ્યાકાળે સુભદ્રા પાસે આવીને પ્રસન થઇ કહે છે.

( ખુશ રહો સનમજા. )

મહા સતી સત્ય શણગાર, શોક ત્યો આજે;
ખરો તુજ પ્રતીવ્રત ધર્મ, ઇંદ્રમાં ગાજે.
શું સંકટ છે આ વાર, ઉદાસી મોટી;
દઉં જય જયકારી જશ, કરી છે કસોટી.
સૌ છોડો શોક આ વાર, સુકાજ કરોને;
છું તુષ્ટમાન આ વાર, ધીરજ ધરોને
સૌ તુમ સત્ય પ્રતાપ, સુકાજ આવાસે;
છું સત્ય થકી સંતુષ્ટ, તમારી પાસે.
મુકો ડર સર્વે દુર, સુર લાવીને;
ભાખો જે ભીતર દુખ, ક્રોધ સમાવીને.

દેવીની સંતુષ્ટ વાણી સુંણી સુભદ્રાએ પોતાનો કાઉસગ પાળી દેવીને નમન કરતી કહે છે.

( સૈયર દુખ શું દાખવું ) એ રાહ.

સાસનદેવી માન્યું કહું, છેદુ થયું સર્વ સુખ;
ધર્મ વીરૂદ્ધના અંતરે, દે છે પુસ્કળ દુખ. એ ટેક.
મોટો આરોપ આપ્યો મુને, સાસુ નણંદે આ વાર;
ધીક દેછે જૈન ધર્મને, સર્વ નરને નાર. સાસન.
ધર્મ ધરી મૂની જે તજ્યા, સર્વ સંસાર સાર;
આગલી કરી મોક્ષ માગને, તેને દે છે ધીક્કાર. સાસન.
મોહી કહે મુનીવર સાથે, મોટો બેસાડે ડાગ;
એહ કલંકના અંતરે, કરૂં પ્રાણનો ત્યાગ. સાસન.

સાસનદેવી—( મુરથીઓ શુરવીર ) એ રાહ.

સબુર કરો સબુર કરો, દૈસથી ના ડરો;
ઉતારૂં કલંક અરે, ધીર ધ્યાને ધરો. સબુર.
ચીંતા ચીત કેરી ચુગે, દુખ કરૂં હાલ દુરો;
શેહરમાં બનાવું ખુરો, ખેલ ખરે ખરો. સબુર.
અસત્યને સત્ય સાર, જણાવુ થગે સવાર;
લેશ ન રહો લાચાર, ઠામમાં ઠરો. સબુર.

દેવીએ ધીરજ આપી તેથી પોતે સયન કર્યું ને દેવી અદ્રશ્ય થઇ, પ્રભાતમાં સુભદ્રા ઉઠીને પોતાની નીત્ય કીયા કરીને જીનબીંબની પુજા કરી.

( રાજા હું મેં કોમકા ચોર, )

દ્વારપાર બંધ થયા શેહરના તમામ;
ઉઠીને ઉઘાડવા, દરવાન કેરૂં કામ. ટેક.

જેસલેર જોર કરે, હાલે ના લગાર;
ખેલ ખરો જોઇ, કરે દરવાન વીચાર. દ્વાર.
નીત્ય વહે નીર, એમ ઉઘાડતો દ્વાર;
સું થયું આ સમે મુંને, કે સ્પ્ન મોઝાર. દ્વાર.
નથી મુજને સ્વપ્ન નકી, જાગુ છુ જરૂર;
આ સમે શું ઉઘાડતાં, ગયું સૌ સહુર. દ્વાર.
શુર ધરી જોશ કરે, નવ ડગે લગાર;
આસુઆઇ આંતે બેઠો, શોકછે અપાર. દ્વાર.

દ્વારપુર બંધ થતાં અટકેલા લોકોનો ઠઠાવ થયો તે લોકો દરવાન પ્રતે—

(જફાવો સીતમકુ સજાવાર હું.)

અરે દરવાન તું ઉઘાડ દ્વાર, ઉચાર અમારો દીલમાં ધાર;
જવું સેહર બહારછે મહુરત કામ,તામેદારના થાય ખોટાજ દામ.
દીસેછે દુખીજન બહાર અતી, ગરીબ કરેછે ઘણી વિનતી,
નથી કેમ ધરતો અરે ભાઇ કાન, ફોગટ શું કરે તુ અમોને હેરાન.

**દરવાન**—( ગાભરો બની ) અરે ભાઇ આમાં મારો વાંક નથી અતુલ મેહનત કરી તો પણ દ્વારપુર ઉઘડતો નથી. માટે મેહરબાની કરી, બીજે દરવાજેથી બહાર જાઓ, દરવાનની વિનંતીથી લોકો બીજા દરવાજા તરફ જાય છે. તેવામાં ત્યાંના આવતા લોકોએ કહ્યું કે આજે તો તમામ દરવાજા બંધ છે.

તમામ દરવાજા બંધ થવાથી શેહરમાં થતો કોળાહળ.

**વૈયત્ત—(સ્વામી શરિર સોસાઇ ગયું) એ રાહ.**

હાય હાયે આ શું થયું, વળ્યો દરવાજે દાટ;
આગની સમા સૌ અંતરે, ઉંડા પેઠા ઉચાટ. એ ટેક.
ઠાંમે ઠાંમે મળી મેદની, અતીજન અમુઝાય;
શોક થયો સૌ દીલમાં, આદરે શું ઉપાય. હાય.
કોપ થયો કોઇ કારમો, પડી શાંગ બજાર;
વહેપાર બંધ થયો બધો, રઝળ્યા રોજગાર. હાય.
પટકે માંથા પસુ ભુખથી, કરે છે રેંકારોય;
ખડ વિના જીવ ખડખડે, રોકી શકે શું કોય. હાય.
અંધકાર અટવી જેવું થયું, શેહર સર્વ આ વાર;
દુખ સહે કેમ આ સમે, વૃતાણો હાહાકાર. હાય.

(સેહરમાં મહા કોળાહળ થયો તેથી દરવાન એકદમ રાજપુરે આવી રાજા પ્રત્યે કહે છે.)

**(સહચર દુખ શું દાખવું.)**

આરજ સુંણો સેહર રાજવી, મુજ શીર સરકાર;
હેવાલ શેહર તણો કહું, સુંણો રાખી દરકાર. આરજ.
છત્રપતિ કહું ચોમેરના, થયા દરવાજા બંધ;
ઉઘાડયા ઉઘડે નહીં, ખોટી ચાલી છે ગંધ. આરજ.
હાહાકાર થયો શેહરમાં, કરે વસ્તી પોકાર;
સહુકાર સર્વે થરથરે, દુખ પામે અપાર. આરજ.
મેહનત મુજ શીરે લઇ, કર્યું બહુ બહુ બળ;
ડગે નહી દ્વાર તો જરા, જાણે તરૂવર થડ. આરજ.

**દરવાન પ્રત્યે રાજા**—આહા શું કોટવાળજી ચારે દરવાજા બંધ છે.

**કોડવાળજી**—હા ગરીબપરવર ચારે દવાર બંધ છે જેથી શેહેરમાં કાળો કોળાહળ થઓ છે.

**રાજા—(થાઓ તમે તૈયાર પદમણી જઇ) એ રાહ.**

ઉઠો તમે આવાર, ઝટ સૌ દવાર ભગાવો. એ ટેક.
કારજ સીદ્ધ કરો ઝટ સુરથી, રાખી મન ચીંતા;
જોર કરાવો જુદ્ધા પાસે, જોઇ જુસવંત. ઉઠો.
લોહ પાસે શું બળ લકડનું, ચુરો ઝટ તેહથી;
જરા દુખના કો જન પામે, સુખ સહે જેહથી. ઉઠો.
દુખ હકાવી સુખ કરાવો, શેહેર સર્વેને જાઓ. ઉઠો.

**પ્રધાન તથા કોટવાળજી**—આગ્રા મહારાજ હુકમ મુજબ જલદી ઉપાય કરીએ, એમ કહી ઘણા જુદ્ધા તથા કેદી તથા આરબ વીગેરે બળવાન લોકોને લઇ દરવાજે આવ્યા, સર્વ જુદ્ધા વીગેરે બળવાન લોક પ્રત્યે

**પ્રધાન કહે છે—(સકળ ગુજર તણા) એ રાહ.**

સર્વ સુરતણા, પ્રખ્યાતી શોભતા;
ઉપાડો આમ, હથીઆર આજે;
જોર છે તેવું તો, સૌ કરો સુરથી;
દુરથી દેખતાં, દિલ દુશ્મન દાજે;
સર્વેની હામ છે, દેખીતી દળ ભરી;
છળ કરી શોક, છેટે પછાડો;
સાથે સૌ સુર ઘો, સેનના સાથમાં,

હાથમાં લ્યો કરવત કુહાડો.
ઝટ ઘો ઘાવ આ, તંનના તાંનથી;
સાથથી સુર, આમાં સમાવો;
ખુશ ખરેખાતથી, જુસની વાતથી;
થાઓ પ્રખ્યાત, તેવું બનાવો.

પ્રધાનના કહેવા ઉપર દવાર પાડવા આવેલા કોલો ઓજાર પકડે છે.

**(રાગ ઈંગ્રેજી દાદરો.)**

**જુદ્ધા લોકો**—ઝાલો હામે સૌ હથિઆર.
**આરબ લોકો**—અરે શો પડયો આનો ભાર.
**કેદી લોકો**—કરો ઘા સૌ એકજ વાર.
**સર્વ લોકો**—ફતેહ ફતેહ કરો યાર ફતેહ ફતેહ.
**જુદ્ધા લોકો**—નહીં રાખો આ આખો કોટ.
**આરબ**—દરવાજાને લ્યો ચડીચોટ.
**કેદી લોકો**—કરો જોસ મત ખાવી ખોટ.
**સર્વ લોકો**—ફતેહ ફતેહ કરો યાર ફતેહ ફતેહ.

એમ વીચારતા એક મંન તંન દઈ સર્વેએ સાથે દરવાજા સાથે જુદ્ધ કર્યું, પરંતુ દરવાજા કે કોટ કણ માત્ર ખંડાયા નહીં તેથી હીંગત હારીને સર્વ કહે છે.

**જુદ્ધા લોકો**—અલ્લા દીસે આ અજગ અપાર.
**આરબ લોકો**—જરૂરા જરૂર નથી પડનાર.
**કેદી લોકો**—જતાં જાન પડશે પોકાર.
**સર્વ લોકો**—ઈનામ ઈનામ ખાશે કોણ ઇનામ ઈ.

**જુદ્ધા લોકો**--એહા સર્વે હવે હાગેહાર.
**આરબ લોકો**--નાસો જીવ લઈ આવાર.
**કેદી લોકો**--પાછા કેદ કરે સરકાર.
**સર્વ લોકો**--ઈનાંમ ઇનાંમ ખાસે કોણ ઇનામ ઈ-
દુત વીગેરે તમામ જુદ્ધ કરવા આવેલા લોકો નાશી
ગયા જેથી પ્રધાને રાજાને જણાવ્યું રાજાએ વીચાર્યું કે
આ દેવ કોપ છે, આ કામ કાંઇ શત્રુનું નથી એમ વીચા-
રી અનેક પ્રકારના ધુપ લાવ્યો. ને સ્નાંન કરી શુદ્ધ વસ્ત્ર
પહેરી ધુપ કરી પોતાનું દુખ પોકારવા લાગ્યો.

**લાવણી.-(શ્રી અજીતનાથ મહારાજ) એ રાહ.**

ઉડાવી લેહેર, ચડાવી ઝેર, મારે છે શેર, કારમો કેર કરો શાં બાને,
મુજ ગુન્હો, હોય તે કહો, સુંણી લઉં કાને.
રે આજ, સુણો મહારાજ, જાય છે લાજ, દેખીને દાજ, છોરૂના ડરને
આ રંક, રાજની અરજ, ઉરમાં ધરને.
રૈયત દુખતાં દુખ, નાઠું છે સુખ, લાગે જોગ ભુખ, કાળને ઝાઝી,
તુમ વિના, સરગતી, ઝાળ દીલમાં લાગી.
અરે આ વાર, દેવ દઆળ, ઉરમાં ધાર, અમારો તાલ, કરે છે શાંને,
મુજ ગુન્હો હોય તે કહો સુંણી લઉં કાને.
આ ભેખ ભીખારી મરે, પશુ ક્યાં ચરે, જન શું કરે, દવાર પારાને,
કોણ પહોચે કહો આવાર, કોપ તારાને.
હવે કરજોડું કીરતાર, દેવ દઆળ, અરે આવાર, ધરોને ધ્યાને,
મુજ ગુન્હો હોય તે કહો સુંણી લઉ કાને.

રાજાના વીલાપથી અદ્રશ્ય રીતે દેવ વાણી થઈ,

હે રાજન કોઈ મહાસતી આવીને કુપમાં કાચા તંતુથી બાંધી ચાલણી ઉતારશે, ને તેમાં જળ ભરી કાઢશે તો તે જળ છાંટતા દ્વાર ઉઘડશે પરંતુ બીજા ઉપાય રદ છે.

**રાજા પ્રધાન પ્રત્યે--(રાગ આશાવરી.)**

શોક છંડાવો સૌ વસ્તીને, સર્વ થશે શુભ કાજ;
અરજ કરંતાં ઉત્તર આપ્યો, દૈવે આવો આજ. શોક.
લાવો સતી સીયલ વતીને, કુપ ઉપરે કામ;
જળ કાઢે જે કાચે તંતુ, ઉઘડે એથી આંમ. શોક.
તે માટે દ્યો તરદી તંનને, જેગ દુખ ઝટ જાય;
હુકમ કરો સૌ હજુર નરને, સતી સોધવા ધાય. શોક.

પ્રધાન સર્વ પ્રજા ભેગી કરી તથા તાબેદાર પ્રત્યે હુકમ કરે છે.

(ઈંગ્રેજી રાહ.)

હુકમ હુકમ હુકમ, સુણો સર્વેને હુકમ;
દુખ દુર કરવા લાવે, નાર જ્યાં ઉત્તમ. હુકમ.
લાવો સતી શીયલવતી, પ્રતીવ્રતા પુર;
જય જણાવે સત્યથી તો, શોભે ચંપાપુર. હુકમ.
નીર્મળ નેકીવંત લાવો, નારીઓ અહીં;
ઝટ ઉપાય આદરો આ, લાજ રહે સહી. હુકમ.
વાત આ પ્રખ્યાત, હાલ શેહેરમાં કરો;
એ આજ્ઞા સરકારની, સૌ ધ્યાંનમાં ધરો. હુકમ.

આ વાત શેહેરમાં સ્થળે સ્થળે પ્રસરીને રાજ હુકમ માટે કેટલીક નારીઓ કુપ કઠે જાય છે. પરંતુ સત નહીં

હોવાથી નીરાશ થતી આવે છે, એમ થતાં કેટલાક વખત સુધી શેહેરમાંની તમામ નારીઓએ જાય આય કર્યું પરંતુ સર્વના ફેરા ફોગટ થયા, આવો બનાવ જોઇ.

**રાજા પસ્તાવો કરેછે ( શ્રી જગતપતી. ) એ રાગ**

હવે તે સી ગતી, સત્ય શેહરમાં નથી,
હાય હાય લાવું કયાથી, હું હવે સતી. એ ટેક.
અધર્મ દીસે અતી નગ્રમાં, સતી નહી કો નાર;
નિર્ગુણી હુ નૃપ નીવડયો, આવ્યું દુખ અપાર. હવે.
ગયું પ્રયોજન સઉ પત્નીનું, આવી ગઇ અશંખ્ય,
સર્વે સરખી વશે શેહેરમાં, કોણ રાજને રંક. હવે.
કટુ વચન સું કહેવું કોને, સર્વે સુતા સમાન.
સતી વીના સું ખશે વિપતી, જશે સર્વેના જાન. હવે.
કેવી કરી કીરતારે આશમે, આપ્યો પુર્ણ ઉચાટ;
દુખ દાવાનળ સધળે દીલમાં, અધર્મથી વળે ડાટ. હવે.

એમ રાજા સોકાતુર થઓછે, પશુ જન તથા સર્વને પીડા પામતા જોઈ, સુભદ્રા પોતાની સાસુ પ્રત્યે કહેછે.

**( વીરા વેશ્યાના યારી. ) એ રાહ.**

સુણો માતુ હમારી, આ વાત વીચારી, વદો વાહલ આણીવાણુ.
આપો આજ્ઞા આવાર, ઉઘાડુ દવાર, વસ્યો એ વીચાર. વદો.
હુકમ દીયો હું કહું કરજોડી, વહાલ આંણીને વાણુ.
ઝટ કહો જઉ તે મુંકામે, માતા ચતુર સુજાણુ. સુણો.
જાણો છે સત્યકારી, હૃદયમાં ધારી, ક્રોધ ઉતારી. વદો.
ઊઘડે અરીહંત પ્રતાપે, સત્યને વ્યાપે, જો જશ આપે. વદો.

ઇચ્છા પુર્ણ થઇ આવારે, માતા ચતુરસુજાણ.
મેહર કરીને ભાખો મુખથી, પ્રેમ તણું પ્રમાણ. સુણો.

**સુભદ્રા પ્રત્યે તેમની સાસુ—(રાગ આશાગોડી)**

છાના કપટમાં સું કહેછે. આહા વહુ છાના કપટમાં શું કહેછે.
જોયું સતીત્વપણું સૌ તારું, અવળું સૂં સમજાવેછે. આ.
જાણેછે હજુ સાખ પાડોશી, દેખો શું શેહેરમાં દેછે, આ.
ભલભલાં સૌ બેઠી આવ્યા, તુ તંત તાંણુવા શુ કેછે. આ.
નગર નારી સૌ હારી બેઠી, તું તૂચ્છ કેની તરેછે. આ.

**સાસુ પ્રત્યે સુભદ્રા**—સત્ય કહોછો પરંતુ મારે ત્યાં જવું છે. એમ કહી નણંદ પ્રત્યે હાંસી કરતી આજ્ઞા લેઇને સ્નાન કરી જીન પુજન કરી કુપ કંઠે જઇને વીનતીકરેછે.

**(વીતાળો ચોપાઇ.)**

પ્રભુ પ્રેમ ધરી મહારાજ, એક વીનતી સાભળો આજ;
સ્વામી અલવેસર ઉપગારી, તંન મંન દઇ સતી તારી.
સાચવ્યુ હોય સીયળ સારૂં, જળ કાઢવા રૂપે વીચારૂં,
હોય સાચો સીયળ પ્રભાવ, બનાવો આ સત્યે બનાવ.
જૂઠ જરૂર આધું ન ભાવો, પુરો એવો છે મુજ ભાવો;
સૌ સત્ય થકી જગ તરશે, કપટ કાર્યે કેમ ઉગરસે.
જોઈ શાસ્ત્ર તણી સૌ રીતી, જય પાંમ્યા જે ધરે નિતી;
તેમ હું પણ નિતી ધારૂં, સાચથી આ કલંક વીસારૂં.
સત્ય ન્યાય સદા હું જાચું, બનજો આ સમે સાચે સાચું.
સત્ય હોઅતો નીકળો જળ, કપટ કીચીતે તુટો તંતળ.

સત્ય ઊતરે સાગર પાજે, જુઠ કુએ તળાવ કીનારે.
જોઈ સાસ્ત્રે લખેલી રીતી, નહી ચાલે કોની અનીતી;
વિનવું સત્ય વીનતી આજે, સત્ય પ્રભાવથી સહાય થાજે,
એમ ભાશણ કરતી ચારણી કુપગાં ઊતારી.

(ઓખાહરણ.)

ચલાવી ચારણી જે વારે, તરત પહોચી કુપ મોઝારે;
ભરાણું માંહી કુપથી પાણી, હર્ખ સહિત તરાગથી તાણી.
કુવામાંથી ઘડો જેમ લેચે, તેમ તંતુથી ચારણી ખેંચે;
કાડયું જળ એમ કુપથી બહાર, જન પામ્યા જયજયકાર.
આવી નવાઇ જોઇ લોકો હર્ખાતુર થઆ ને કહેછે.

(એક ચતુર નાર કરકરકે સીગાર) એ રાહ.

સેહર તણો સણગાર, ઊંચ કુળ નાર, દૈવ અવતાર;
સત્ય આધાર, કર્યો જયકાર, નમો વારંવાર. શેહર.
ઊમંગ અપાર, થઓ આવાર, ખુશી નરનાર;
સદા સૂખકાર, ઊઘડશે દ્વાર, જશે ભયંકાર. શેહર.
સૌ સત્ય આધાર, તરે નરનાર, સત્યમાં સાર;
છે અજબ અપાર, આ ભૂગિઠાર, પાંમે જયકાર. શેહર.

લોકોના જયજય શબ્દ થઈ રહ્યા છે તેવામાં દ્રી કરજોડી સતી પ્રત્યે રાજવી—

(બનજારા.)

બળવાંન બેન તું મારી, સદગુણી નમુ નેહધારી;
ધન્ય ધન્ય જનુ જે તારી, ઉપનો કૂળમાં ઉપકારી,
પ્રતી વ્રત ખરૂં પાળનારી. સદગુણી.

શેહરનાક સતીઓ સણી, કેમ રહ્યાં અદયાપી અજાંણી.
પૂન્યવંતપર ઉપકારી. સદગુણી.
હવે કહું કરજોડી એની, આપો સર્વેને સુખ ચેની,
રાખો લાજ શેહરની સારી, સદગુણી,
એની દયાવંત દિલધારી, કરો દવાર પુરે તૈયારી,
દુખ ભાગો આ ભયંકારી, સદગુણી.

રાજવીનું વચન શ્રવણ કરતી, મહાસતી નવકાર સમરતી; દવાર તરફ ચાલી તેવામાં લોકોની એટલી મેદની ગળી કે એક બીજાને ચાલવાને ઘણી મહેનત પડે.

## બંનજારા.

સત્તવત આવ્યાં સત્ય ધારી, દક્ષીણ દવાર સમે તે વારી;
ચારણી જળ લીધું હાથે, શ્વેસુર કુટુંબ સર્વ સંગાથે;
રાજવીને રૈયત અપારી, દક્ષીણ.
જન સજન સૌ સુખવાશે, પહોચ્યું નીજ દવારા પાસે;
સતી ઉત્રાડે ઊરે ધારી, દક્ષીણ.
હાથમાં જળ ચાગળ લીધું, સૂર્ય સામુ શન મુખ કીધું;
છીમમા જીન જયજયકારી. દક્ષીણ.
છાંટતા છટ ઊઘડયો દવાર, ક્ષણ પણ ન લાગીવાર,
જન પામ્યા જયજયકારી, દક્ષીણ.
ઈંદ્રચંદ્ર અધીક હર્ષ પાંમ્યાં, કષ્ટ કંગાલ જન પણ વામ્યા;
આંણદ પાંમ્યા અધીક નરનારી. દક્ષીણ.

આ જોઇ નગર જનો ઉર્ષાતુર થઇ જયારવ કરવા લાગ્યાં,

## ( જય બોલો ખુશી કે દમકી ) એ રાહ.

જય બોલો સૌ જન સત્યકી, ખુશી કેવી આ ઓચ્છવકી, જ;
ઉલાશ થયો સૌ જનનેજી, શબ્દ જય જયા ગગનેજી: જ;
ધન ધન ધન્ય કહો આ ઘડી, લેહર શેહરને પળમાં પડી; જ;
રૂત રળીઆમણી કેવી કરી, પૂરપતી પ્રણમેપાએ પડી, જ;
વાત પ્રખ્યાતી શત બળકી, ધન્ય રચના ધર્મ શીયળકી, જ;
દેવ દુદંભી દે ગુણુગાઇ, રાગ રૂડા સૌ સુણીએ આંઇ. જય.
ખુદી વાસ શી અંતરકી, ભુલે ભાન પરી ઇંદ્રકી. જય.
ઉમરમાં આ જુક્તી ગળી, ધન્ય ધન્ય કહો આ ઘડી. જય.
અમી છાંટ સૌ સ્થળે થઇ, દુખ દુર્ગંધા દુરે ગઇ. જય.

આવો દેવતાઇ આડંબર જોઇ રાજા—

### ( શ્રી જગતપતી )

સત્યવંતી મહા સતી, ઉરે ધારો વિનતી;
કુશળ શીળ છે તમારૂં, ચુક નહી રતી. એ ટેક.
કર જોડી આ કરૂં વિનતી, ઉરે ધારો આપ;
સત્ય પ્રતાપે સુખ આવીયું, નાઠાં પાપ અમાપ. સત્ય.
નમું સર્વ પ્રજા સાથે હું, આણી ઉરે પ્રેમ;
ગર્ણુ મુખથી સેજે લીધા, કાધાં કુશળ ક્ષેમ. સત્ય.
ખરૂં સીળ ધર્મ સતી તમોએ, પાળ્યું ખાંડાધાર;
ત્રણ દ્વાર ઉમંગે ખોલ્યા, ક્ષણુ ન લાગી વાર. સત્ય.
ઉલ્લાસ આંણો હવે અંતરે, જેથી સૌ સુખકાર;
ચોંપે દ્વાર ચતુર્થો ખોલો, હરખે નરને નાર. સત્ય.

સુભદ્રા—(સૈયર સુખકર સંસાર.) એ રાહ.

છે સીયળ ધર્મ સુખકાર, રાજ રૂદય ધરીએ;
કોઈ આંણે ઉરે અહંકાર, એવું નવ કરીએ. એ ટેક
શીળ ધર્મ સુખ વંચ્છીત પુરે, ધારે ધીરે ધ્યાનરે;
ગુરૂ વીના શું ગુણ પામવા, પ્રગટે કયાંથી ગ્યાન. રાજ.
આગળ ઉપને કોઈ અજ્ઞાની, હલકા બોલે બોલરે;
આડા અવળા શબ્દ ઉચરે, કરે નહીં કાંઇ તોલ. રાજ.
હુંહું કરતી હુંપદ ધારે, આણે ઉર અહંકારરે;
નવાઇ ના માંને તે આમાં, નીર્ગુણી જે નાર. રાજ.
સતી સતી છું સેજે ભાખે, મલકાતી ધરે માંનરે;
ચતુર્થ દ્વાર નહી નૃપ ઉઘાડું, વાળવા તેને સાન. રાજ.
કોઇ શેહરમાં કોઇ બહારે, કોઇ દેશ પરદેશરે;
મુકું દાખલો તેઓ માટે, લવે નહી લવલેશ. રાજ.
નીવડસે જે સતી સદગુણી, ઉઘાડશે આ દ્વારરે;
સત્ય શીઅળથી જેહ ઉઘાડે, તેને જાઉં બલીહાર. રાજ.
કેવળ કહે જીન શાશન પાસે, હુંછું તૃણ સમાનરે;
સર્વ ગુણ છે શીળ ધર્મના, મોટું એને માંન. રાજ,

રાજવી—(શીધાચળ સીખરે દીવોરે.) એ રાહ.

સૌ વાણી સુદ્ધ તમારીરે, વીચાર સર્વે સમજુને;
હર્ખ ધરી અંતરે ઉતારીરે, વીચાર સર્વે સમજુને,
છે એ સગવડ તો સારીરે, વી. નહી નીવડે કો અહંકારીરે. વી.
ખરેખાત દાખલો મુકોરે, વી. હું પ્રથમ કહેતાં ચૂકયોરે. વી.
ભલે બંધ રહે એ બારરે, વી. હર્ખ એમાં મૂને અપારરે. વી.

પુન્યવંત પ્રતીવ્રતા એનીરે, વી. રાખો ખરી એ નીશાંનીરે વી.
મીઠી અમૃતમય એ વાણીરે,વી. નહીં ગર્વ કરે કોઇ પ્રાણીરે. વી.
સત્ય સાથે રહે સુબુદ્ધીરે. વી. અહંકારીની મત ઉંધીરે. વી.
સત્ય સાથે ન્યાય સદાયેરે, વી. કુડ કદી ઉજવળ ન થાયેરે. વી.
વાહ વહાલી વાંણી તુમારીરે,વી. બેન બુદ્ધી ચલાવી સારીરે. વી.

એમ વીનંતી કરતો રાજાી,મહા સતીને પહેરામણી કરે છે.

( બંજારા. )

સદગુણી બેન સત્યકારી, આજ આજ્ઞા પાળો હમારી;
આભુસણ આજ હું આપું, મુજ હૃદયેથી કષ્ટકાપુ.
તે લ્યો ઉરે વિચારી. આજ.
આમાડી જરીયન પેહરો, અંતરે ન આંણો ચેહરો,
ભાઇ આપે ભગી લ્યો ભારી. આજ.
સહેરમાં દેખુ તને દીવો, બેના ચીરંજીવી ભવ જીવો,
બળવંત બહુ બુદ્ધશાળી. આજ.
ગઇ ઉમર આખી મારી, નહીં કાંઇ પતીવ્રતા ભારી,
તુમે પાક્યાં પુર્ણ પુન્યસાળી. આજ.
ઉમંગ અતી થયો આજે, લ્યો વસ્ત્ર સર્વે સુભકાજે,
આશ એવી થઇ મારી. આજ.
પુર્ણ પુન્યે આપ પધાર્યા દુખ રાજ પ્રજાનાં વાર્યા,
શેહેર ચાલાકી શણગારી. આજ.
સત્યે શોભે આ શણગાર, ઉરે આણું ઉમંગ અપાર,
અંગે પેહેર્યા શૃંગ પુન્યશાળી. આજ.

સતીને જરીઆંની આભુશણ આપી રાજા પ્રધાન પ્રત્યે.

(ખુશ રહો સનમજા)

કરો કાજ તાકીદે તુત, પ્રધાના આજે,
ખુશ તણી જેમ જુગ માંહી. વાસના ગાજે,
ઘો ધાવ નગારે હાલ, શેહેર શણગારો,
વિધવિધ વાજા આચાર, હીઆં વજડાવો.
ઘો દુખી જનોને દાન, દીલમાં ધારી,
કરો ખુશી ખુશી આ વાર, ભેખ ભીખારી,
સોભાવો સીદ્ધા બજાર, બરી ભભકાને.
છાંટો સૌ સ્થળે રંગ, ઝીણા ઝગકાને,
કહું સર્વ થકી શ્રીકાર, બજાર કરાવો.
કુમ કુમની રાતી રેત, રસ્તે વેરાવો,
.શણગારો સેના સર્વ, સુંગ પહેરાવી.
ઉછરંગ ધરી આ વાર, લ્યો કાજ બનાવી,
ધર્મ કાર્યની ઢીલ, દીસે નવ ધારો.
આજ્ઞા સ્વીકારી આપ, ઉઠો તત કાજો,

પ્રધાન—સર્વ કામ કરી આવી રાજા પ્રત્યે કહે છે.

( રાજા હું મે કોમકા, ઓર ઈંદ્રિમેરા નામ. )

હુકમ મુજબ મે બજાવ્યું, સ્વાંગી સર્વે કામ,
ચીતમાં જે ચીત વોતે, ફરગાવો તમામ;
સજન વર્ગ સર્વ ઉભા, આગ હારોહાર.
ઢોલને દુદામા ભેર, ધમકતી આ વાર,

વાજાં વાગતાં આરાગ છત્રીસે ભલા;
સેના સંગથી ભરી, મુકી નથી મણા.
સકળ સોભેતું છે સહેર, સૌ કરી તપાસ,
સર્વ સુખ ચેનમાં, કો નહીં ઉદાસ;
જય જયાને સુખ શબ્દ સહેરમાં વશ્યા.
દુખ જેવા દેદાર આપ રાજથી ખશ્યા,

રાજા સર્વ સેના તથા મોટા મોટા સજ્જન સાથે ગાજતે વાજતે મોટા ધામ ધુમ આડંબરે મોટા મહોસવ સહીત મહાસતીને પોતાના સ્થાનકે પહોચાડે છે તે વખત ઓચ્છવમા આવેલા નગરજનો.—

( મારે આજની ઘડી છે રળીઆમણી. )

વારે વાહરી બનીઆ, યુક્તી સાણીજો;
પ્યારે પુરી કીધી પ્રભુએ, મેહરબાનીજો. વારેવાહ.
સુભ ડંકા વાગ્યા, સતકેરા આ સમેજો;
નાચે કુદેને સર્વે જન, રમે જમેજો. વારેવાહ.
ગુણ ગાવો સતીના સૌ, ઉમંગથીજો;
સંકટ સૌનું હણ્યુ જેને, ઉછરંગથીજો. વારેવાહ.
કંચન વરણી કીધી, કાયા માટીનીજો;
નામ નીર્મળ સીઅળ, ની કસોટી થીજો. વારેવાહ.
ઉજવ્યાં માત પીતા સૌશ્વસુર કુળનેજો;
જેને સીળ સાચવ્યું, ધરી સબુરને જો. વારેવાહ.
કરજોડી કેવળ આજે, વીનવેજો;
શ્રીયળ ધર્મ સૌ તપથી, સેષ્ટછે જો. વારેવાહ.

.ન વાંચ્છીત પુરેકોડ, મન તણાંજો;
આંની ભાખે સવર્ગ છે વાસ તે તણાંજો. વારેવાહ.
સીળ ધર્મે આધીન, આહા દેવતાંજો;
શીવસુખ લેવા સજ્જન, સેવતાંજો. વારેવાહ.
સીળ ધર્મે સતીઆ, ઉપન્યાંજો;
દુખ દાવા નળ પુરથી દુર કર્યાંજો. વારેવાહ.

ગહા સતીને પોતાના ગૃહ પુર્વક, પહોચાડી સર્વ રાજા પ્રજા બેડાછે ત્યાં મહાસતી પ્રતીબોધ આપે છે—

**( સુકુત કરના સો કરસે ) એ રાહ.**

શીખ સુણો નરનાર, અરે આ સીખ સુણો નરનાર;
સાથે જરૂર થનાર અરેઆ, શીખ સુણો નરનાર;
નિર્ભય થઇ નથી કોઇ આવ્યું, અંતે સર્વે જનાર,
ક્ષગા કહેતાં ખડ માટીથ્યા, મોટા ભાળ ભુપાળ. અરે.
દુનીઆ સુખ તજી તુત જાવું, પકડે જયારે કાળ;
ચીંતાં કેમ ન ધરવી તનમાં, ભય મોટો ભયંકાર. અરે.
તે ભયની ડર ઉરે આણી, નીતિ ધરો નરનાર;
અનિતીથી અળગા રહેવું, એ મોટો ઉપકાર. અરે.
સાસ્ત્ર કહે સો સાચું જાણી, કરો દીલ દઆળ;
આળગો કરો અહંકાર ઉરેથી, ગુણ લઇ ગુણકાર. અરે.
ધિક દયાને નહીં ધર્મ ધરેતે, ધુડય કરે અવતાર;
ઉતમ ભવ આ એક ભવીનો, ગુણ ન જાણે ગમાર. અરે.
જય પામ્યા જન ઉતમ ધર્મે, સીષ્ય થયા સીરદાર;
ધર્મ થકી સો સંપડે સીદ્ધી, પાપે પ્રલે થનાર. અરે.

જીનમાં જસ વાધે આજો, ઉતમ જે અવતાર;
ધર્મ ધ્યાનમાં ધસે સદા તે, અધીક લહે સુખ સાર. અરે.
અકલ હીણુ ન સીખ વીચારે, ફર વીસે અહંકાર;
શાસ્ત્ર ગુણના સવળા માને, નર્ક તણા અધીકાર. અરે.

**આ ઉપદેશ સાભળી નૃપ કહેછે—(અંતે જય થશે)એરાહ**

ધર્મ જ્યાં હશે. જરૂર જય થશે;
સુખ સંપતી પાંપશે, પાપ ત્યાં પ્રલે થશે. એ ટેક.
ધરૂં જૈનધર્મ છંડવાને કર્મ, દૂખ દુરે જશે. જરૂર.
શીખ સર્વ સત્યછે, અધર્મ ત્યાં અશત્યછે;
જતા જતન સુખ સમાન, ખુશ નહી ખશે. જરૂર ધર્મ
જૈનધર્મ પાંમસે, જરૂર સુખ જાગશે;
ગુણવાંન, ધરે ધ્યાન, પ્રાંણમાં હશે; જરૂર.
જેમાં ન્યાય રીત, દીસે ખરી ખચીત;
પ્રીતે ધારૂં' નહી વીસારૂ, મનમાં એવશે. જરૂર. ધર્મ.

રાજાએ જૈનધર્મ અંગીકાર કર્યો' તેમજ સર્વ નગરજનો પણ સતી પ્રત્યે વીનવવા લાગ્યા.

**( બેડા બાઇ બુડતો તારોરે )**

બેની એક અરજ અમારીરે, સુંણો તમે દીલમાં ધારી; ટેક
પુન્ય સંયોગે, પામ્યા આજે, સતી તમારો સંગ;
મેહર કરી જૈનધર્મ ધરાવો, એહ અમોને ઉમંગ બેની.
અવર ધર્મ ન ધ્યાંનમાં લેવો, ઉલાશ એવો આજ;
મેહર કરીદયો મારગ સારો, જેથી સૌ શુ કાજ. બેની.

સત્યવંતી સતી સીયળે સોભે, ટેકથી સોભે તંન;
લીલી પકી જેમ વાડી સોભે, ધર્મે શોભે સજ્જન. બેની.
પુરે પુરો આજ ઉલાશ ઉપન્યો, બેન અમારે ગંન;
જીન ધર્મ જ્યારે પાળીયે પ્રીતે, જાણીયે જીવીતધંન. બેન
દાખલો જોયો આ દ્રષ્ટીએ, જેમાં સમકીત સાર;
જ્ઞાન પ્રકાશનો સમાશ જેમાં આદરતા ઉપકાર. બેની.

સર્વ નગરજનો તથા નૃપતી ને મહાસતી જૈનધર્મ ધારણ કરીને કહેછે,

(ઇંદ્રસભા.)

ચડતી કળા ચતુર, સુણો ધરતા ધર્મ ધ્યાંન;
નીર્મળ ન્યાયે સેવતાં સુખ સવર્ગના સમાંન.
જરૂર જાણી જૈનધર્મ, ચતુર ચુકશો નહી;
પુન્યના પસાએ મળે, સર્વ સૂખ સંપતી.

સર્વ લોકો જૈનધર્મ ધરી હરખાતા હરખાતા જાયછે.

( જય બોલો ખુશી કે દમકી. )

જય બોલો જૈનધર્મ ધરી, ખુશી મળી આખરે ખરી. જય
ઉરે ધારી તે આશા ફળી, લાવ લીઓ જન લેહરા કરી જય.
નમો લાલ સૌ લળી લળી, પુન્ય સંયોગે સતી મળી, જય.
શેહર માંહી સત્યવંતી ખરી, દુખ દીસા સૌ દુરે કરી. જય.

આવો સત્ય વૃતાત જોઇ બુદ્ધીદાસનો પસ્તાવો.

( રે કર્યો વેશ્યાએ કેર ) એ રાહ.

મેં કર્યો કારમો કેર, કુડા ક્રોધભેર, ઉડાવી લેહર. દીધું દુખ ભારે.
ખરી સતી પાળે સીળ ધર્મ, ખડકની ધારે.

જોયું નહી કાંઇ, અતી અમુઝાઇ, કરી દુખદાઇ, અરે મેં એને;
ધીક ગાની માતની વાત, તિરસ્કારી તેને.
અરે આવાર, થયો લાચાર, જોઇ સતકાર, સતી તર છોડી;
માગું પ્રભુ પાસે માફ, હવે કરજોડી.
જોગો આચાર, સત્યનો સાર, ત્રિણુ આધાર, તજી મેં ત્યારે;
ખરી સતી પાળે સીળ ધર્મ, ખડકની ધારે.

ચીતમાં પસ્તાવો કરતો સુભદ્રા પ્રત્યે બુદ્ધીદાસ—

(સ્વગત બંજારા) **પ્રીય મીત્ર વિના હો ભાઇ. એ રાહ**

મેં દીઠા વીના દરકારી, સદગુણી સતી સુખકારી;
આચાર કર્યો, મેં અળગો, મિથ્યાતિ ધર્મે વળગ્યો;
મોટી ભુલ એ મારી. સદગુણી.
મેં ક્રોધ ભરી વાંણુ કહાડી, શાંણા સાધુને એબ લગાડી.
તું તુજ બળથી તરનારી. સદગુણી.
આપ્યો આળોપ મેં દુખકારી, નગ્રે વાત ચલાવી નઠારી.
રાખ્યું નાગ તે જય જયકારી, સદગુણી.
સત્ય સાચે ઉજવ્યું આજે, ભૂત ભૂમિ વાસના ગાજે.
પ્રતીવ્રત ખરૂં પાળનારી. સદગુણી.
મેં કપટ કામના કીધી, નાર ઉતમ કૂળની લીધી;
જેને ઉજવ્યું નાંમ આવારી. સદગુણી.
કહું કુળવાન સત્ય ધરસે, તારી પરને પોતે તરશે;
વદુ નજરે વાત નીહાળી. સદગુણી.
મેં કર્યું અપટતું આવું, હવે પડે ઉરે પસ્તાવું;
નેકી સત તણી છે ન્યારી. સદગુણી.

હવે માફ આજ હું માગું, ધર્મ કુળ તણો તે ત્યાગુ:
સેવુ જૈન ધર્મ સનેહ ધારી. સદગુણી.
સાર જોયો સર્વે નીહાળી, જેમાં સાહ્મી સર્વે ભાળી.
જૈન ધર્મ અત્યંત ઉપકારી. સદગુણી.

( સ્વામીનું નીર્મળ ભાષણ સાંભળી સતી.—

**( પંથ ચલાયો બે દરકારી. ) એ રાહ.**

સોચ કરો નહીં સાંમી મારા, લખ્યા લલાટે લેખ;
બળવાન થઇ દુખ સુખ આપે, થાવે નહી મીન મેખ. સો.
આભાર મોટો આપ માતુને, જાંણુ હું મન માંય;
ઉજ્વળ કીધું શીળ માહરૂ, જાહેર કર્યો ઉપાય. સોચ.
જસ પાંમી હું જુગમાં ઝાઝો, સર્વે સાસુ પ્રતાપ;
સતી શેહરમાં હાલ જણાવી, ગુણ છે એહ અમાપ. સોચ.
સોચ કરો શા માટે સ્વામી, થયું સર્વે શ્રીકાર;
સાસુ શબ્દ પ્રતાપે સર્વે, શેહર પાંમ્યું ઉપકાર. સોચ.
ધન્ય ધન્ય એ સાસુ માહરાં, સફળ કર્યો અવતાર;
જય જય વાંણી જન વદે તે, સર્વે સાસુ ઉપકાર. સોચ.
સોચ સર્વનો ત્યાગ કરીને, ધરો ધર્મપર ધ્યાંન;
સુખ દુખ સો ઉદય પ્રમાણે, પણ ધન્ય જીવીતદાન. સોચ.

સાસુનો ઉપકાર માંનતી, મહાસતી બુદ્ધીદાસ સાથે સુખ ભોગવતી ચીર્યકાળ સુધી જીનધર્મ પાળ્યો પછે મહા સતી પોતાનું કુટુંબ વર્ગ શ્વસુર સહીત ભેગા કરી આજ્ઞા માગેછે.

**( અગનારે દેવા પ્રભુ અગનીરે દેવા. ) એ રાહ.**

આજ્ઞારે લેવા આવી, આજ્ઞારે લેવા;

આપો સૌ આ વાર, આવી આજ્ઞારે લેવા. ટેક.
નીરખું નેત્રથી આ વાર, નથી સંસારમાં સાર;
ધર્મ વીના તે ધીક્કર, જન પાંમર જેવા. આપો.
હવે જતાં સુંની જાંન, ધરૂં ધર્મ કેરૂં ધ્યાન;
તજી તન અભીમાંન, પુર્ણ પ્રણામ એવા. આપો.
સુંણો સર્વ અરજ એક આંણી અંતરે વીવેક;
પુર્ણ પ્યારી સંયમ ટેક, ગીક્ષા જાણું મેવા. આપો.
ત્યાગું સૌ સંસાર રીત, પુરી ચારીત્રથી પ્રીત;
તર્યા એથી સૌ ખચીત, વંદે સુરનર જેવા. આપો.
જેને ત્યાગો છે સંસાર, પાંમ્યા ભવ થકી પાર;
વંદે સર્વે નરને નાર, તેની કરી સેવા. આપો.

**સર્વ શ્વસુર કુળના જનો—**

( એક ચતુર નાર કર કરકે )

મહા સતી નાર, કર્યો જયકાર, ધન્ય અવતાર;
ઉતમકુળ નાર, પામો ભવપાર, આજ્ઞા આ વાર. મહા.
ઇચ્છા આ વાર, સદા ઉપકાર, ધર્મ આધાર;
જૈની જયકાર, ધરવો આ વાર, પુર્ણ છે પ્યાર. મહા.
ઉમંગ અપાર, સત્ય શણગાર, ખરો આચાર;
લેવો આ વાર, આપો તત્કાળ, પ્રીતે પાળનાર. મહા.
અધીક ઉપકાર, તમારા નાર, નમીએ આ વાર;
ધર્મ શણગાર, કર્યો જયકાર, નમીએ આ વાર. મહા.

સુભદ્રાના શ્વસુર કુટંબે જૈનધર્મ અંગીકાર કર્યો ને સુભદ્રાએ ચારીત્ર ગ્રહણ કર્યું. પોતાના મનોકાર્ય સફળ થવા-

થી મહાસતી શીળ ધર્મના ગુણ ગાય છે.

(વિનતી ધરજયો ધ્યાન.) એ રાહ.

દુજો શીઅળ સમાન, તપ નહી દુજો શીઅળ સમાન. ટેક

ઉરે ધારી એ ધર્મ સેવો, રાખી નીર્મળ ધ્યાન;
દુર રહે સૌ દુખ દાવાનળ, સુખ સ્વર્ગ સમાન. તપ.

જશ વાધે આ જુગમાં ઝાઝો, આવે નહીં અપમાન;
વાંછીત સુખ મળે તે ધર્મ, સુખ સ્વર્ગ સમાન. તપ.

પુન્યદાન સૌ તેના પાછળ, આગળ એ ધર્મ ધ્યાન;
જગન્નત્રાને ઉપાસી તપ, સૌથી આગેવાન. તપ.

મુક્તી મારગ આ દેહ પાસે, જાણો સર્વ સજન;
મોહ ઉતારો પરમારગનો ધારી નીર્મળ ધ્યાન. તપ.

જયવંતા જય પામ્યા જેથી, નીત્ય નમે ગુણવાંન;
શીળ તણા ગુણ અપાર દીસે, સુખ સ્વર્ગ સમાન. તપ.

આ લોકે બહુ ઇજત વાધે, પરલોકે પુર્ણ માન;
નિતી ચુકયો જે શીઅળ તણી તે, ધીક્કાર જીવીતદાન. તપ.

શ્રી જૈનધર્મ જણાવે સાચું, શીઅળનાં કરે વખાણ;
કેવળ કહે સાર લ્યો પ્યારા, એપર આ આખ્યાન. તપ.

શીળ ધર્મમાં અત્યંત ગુણ છે, એમ મહાસતી સુભદ્રા શીળ ધર્મના ગુણ ગાતી, ચારીત્ર નીર્મળ ધ્યાને પાળી પ્રાંતે સદ્દગતીના ભાજન થયાં.

(ઓધવજી સદેસો કહેજો શ્યામને) એ રાહ.

જસ પામ્યા જયવંતા જુગમાં સત્યથી,
જાણો સર્વે સુકુળવંત, નર નાર જો;

હરીશ્ચંદ્રને સતી જે તારા લોચની,
સ્થુળીભદ્ર મુની પામ્યા શીઅળે સાર જો. જશ પામ્યા.
સીતા સતીને ચંદ્રણબાળા મ્રુગતી;
એવી શીયળવંત સતી થઇ સોળજો.
સત્ય પ્રભાવે સુભદ્રા સતી થયાં;
સત્ય વીના નવ સ્વર્ગે ચાલે જોરજો. જશ પાંમ્યાં.
મહીમા મોટો સીળ તણો શાસ્ત્ર કહે;
ભવી બહુ પાંમ્યા ભવસાગરથી પારજો.
સવર્ગ સુખ લઇ સમકીત મારગ સાધીયો,
નાંમ રહ્યું આ ભુતળગીને ઠારજો. જશ પાંમ્યા.
નીત્ય નમે ગુણવંતા સજન તેહને;
સદા અંતરે આંણી ઉલટ પ્યારજો.
તૃણ થકી પણ તુચ્છ દીશે આ લોકમાં;
ધીક શાસ્ત્ર કહે નીંગુણીનર નારજો. જશ પાંમ્યા.
શ્વાંન થકી તુચ્છ છે તે જંન સંસારમાં;
ઉગરે નવ આવે સુખ લગારજો.
પુર્વે પ્રાપ્ત થાય નારકી ખાંણુમાં;
એમ જણાવે જૈનશાસ્ત્ર આ વારજો, જશ પાંમ્યા.
જરૂર જુઓ જન જશ નહી એ સરધા થકી;
લક્ષ્મી લેહર સો તજી જાય તે વારજો.
લખેસરી ભીખ માગે લંપટ ચાલથી;
જોયું ને વળી આગળ જો જો થરજો. જશ પાંમ્યા.
શ્રી જૈન સંઘને પ્રણમું આજે પ્રીતથી;

સુધારીને વાંચો સીજી વીસ્તારજો.
ઠાકરસી સુત કેવળ આજે વીનંત;
મારી મારા ચુક તુણી આ વારજે જશ પાંમ્યા.
લેશ દેશના કરસો ભાખ્યો મુજપંત;
બનાવ્યો આ સાચો સૌ વીસ્તારજો.
શાસ્ત્ર ઉપરથી રચ્યો છીમ અગ્રે કરી;
માફ આપતાં શોધો સાર રસારજો. જશ પાંમ્યા.

સમાપ્ત.



## અગાઉથી આશ્રય આપનાર સ ગૃસ્થેના નામ.

### અમદાવાદ.

૧૦ સા. મગીલાલ મનસુકરામ.
૧ સા. મોતીલાલ માંણેકચંદ.
૧ સા. મોહનલાલ બેચરદાસ.

### વીરમગામ.

૧ સા. ખનજી સાંતીદાસ.
૧ સા. મગન ચતુરદાસ.

### રામપુરા.

૧ શેઠ. ડુગરચંદ ગલુકચંદ.
૨ કારભારી. નગીન અમૃતલાલ
૧) સા. ચકુભાઇ મોતીચંદ.
૧ સા. પરસોતમ ખુશાલદાસ
૧ સા. પરસોતમ ડોસા.
૧ સા. લલુ ડાગરશી.
૧ સા ગગન ટોકરસી.
૧ સા. ખુશા લડોસા.
૧ સા. દોલા સાંકલચંદ.
૧ સા ગગન નરસીરામ.
૧ સા. સાંકલચંદ લખમીચંદ
૧ સા. લાલચંદ ભવાન
૧ સા. પોપટ કલાંણ

### માંજુસા.

૨ સા. માંણેકચંદ રાંગચંદ
૧ સા. મોતીરામ ફીરનાજી
૧ સા. ગુલાલજી ભાટજી
૧ વકીલ. ગનસુકરામ મુલચંદ
૧ શા. મુલચંદ સરૂપચંદ
૧ સા. લલુ ગેહલાદાસ
૧ સા. જેચંદ ડુગરચંદ
૧ સા. મનસુકરાંમ છગન

### બીલોદરા.

૧ સા. હરખચંદ હાથીરામ

### કોલવણ

૧ સા. મુલચંદ તરભોવન

### સીતવાડા.

૧ સા. અમથા લાલજેચંદ
૧ સંઘવી ફતેચંદ ધર્મદાસ
૧ ઠાકોર. કરણસંગ રણછોડજી

### સેણુંજ.

૧ સા. નાનચંદ ગલુકચંદ

### કલોલ

સા. મોહનલાલ મગનલાલ

### આંકલાવ.

૨ સા. ચતુરદાશ રાજચંદ

વીક્રમ સંવત ૧૯૫૦ના આસો વદ ૧

# જાહેર ખબર.

---

કે આ ચોપડી સામટી મંગાવનારને દા. સેકડે ૧ એક એટલે સોળ નંગના રૂપીઆ = પડશે ને પચાસ મંગાવનારના રૂ૮ાના પડશે માટે જે બાઇઓને મોખ આવે તેઓએ પોસ્ટ મારફત નાણા મોકલી નીચેના ઠેકાણેથી મંગાવી લેવી. તરતજ મોકલી આપીશું એજ વીનંતી.

**રામપુરા—શા. કેવળદાસ ઠાકરશી.**

**અથવા લાલચંદ ભવાન.**

કાગળનો ઉતર તરત આપવામાં આવશે.

પરચુરણ મંગાવનારને કીંમત લખ્યા પ્રમાણે બેસસે.